# ભૂગોલ વિદ્યાનાં મૂળતત્વો.

મુંબઈ બેટ, મુંબઈ ઈલાકો, હિન્દુસ્તાન
તથા એશિયા ખંડનું વર્ણન.

ગુજરાતી નિશાળોના વિદ્યાર્થીઓને માટે.
સુધારા વધારા સાથે

છપાવી પ્રગટ કરનાર
એન. એમ. ત્રિપાઠી એન્ડ સરાફની કંપની.
પ્રિન્સેસ સ્ટ્રીટ--કાલબાદેવી રોડ, મુંબઈ.

આવૃત્તિ ૫ મી.

—:૦:—

મુંબઈ
ધોબીતળાવ, યુનિયન પ્રેસમાં નશરવાનજી
બરજોરજીએ છાપ્યું છે.

સન ૧૯૧૨

કીમત ૪ આના.

# ભૂગોલ વિદ્યાનાં મૂળતત્ત્વો.

મુંબઈ બેટ, મુંબઈ ઇલાકો, હિન્દુસ્તાન
તથા એશિયા ખંડનું વર્ણન.

---

ગુજરાતી નિશાળોના વિદ્યાર્થીઓને માટે.
સુધારા વધારા સાથે

---

છપાવી પ્રકટ કરનાર
એન. એમ. ત્રિપાઠી એન્ડ સરાફની કંપની.

---

આવૃત્તિ ૫ મી.

—:o:—

મુંબઈ
ધોબીતળાવ, યુનિયન પ્રેસમાં નશરવાનજી
ખરશેદજીએ છાપ્યું.

સન ૧૯૧૨

# ભૂગોળવિદ્યા

---

## પ્રકરણ ૧ લું—પૃથ્વી.

### ૧ પૃથ્વીનો આકાર.

ભૂ-ગોળ-વિદ્યા એ પદમાં ત્રણ શબ્દ છે. ભૂ=પૃથ્વી, ગોળ=ગોળો, વિદ્યા=જ્ઞાન, એ ઉપરથી સામટો અર્થ એ થાય છે કે ગોળાકાર પૃથ્વીનું જ્ઞાન. ભૂગોળ વિદ્યાથી પૃથ્વીની સપાટી, તેની ઉત્પત્તિ અને તે ઉપર વસતા જાતજાતના લોકો અને પ્રાણીઓનું જ્ઞાન મળે છે.

સામાન્ય રીતે લોકો પૃથ્વી સપાટ છે એમ માને છે, પરંતુ ખરી રીતે તેમ નથી. કેમકે ભગોળ વિદ્યાના સિદ્ધાંતો ઉપરથી તથા દુનીઆની અંદર બનતા ઘણા બનાવોથી સાફ જણાય છે, કે તેનો આકાર નારંગી જેવો ગોળ છે, પણ સપાટ નથી.

આકાશમાં ઘણા તારા દેખાય છે, તેવો જ આપણી પૃથ્વી એક ગ્રહ અથવા નાનો તારો છે. એ સૂર્યથી આશરે નવ કરોડ અને વીસ લાખ માઇલને છેટે છે. પૃથ્વી ઘણી વિશાળ છે અને તેનો ઘણો થોડો ભાગ આપણી નજરે પડે છે, તેથી આપણને પૃથ્વીનો ખરો આકાર માલમ પડી શકતો નથી. પૃથ્વી એક દડાના જેવી ગોળાકાર છે, પણ ઉત્તર દક્ષિણ બે બાજુએથી નારંગીની માફક ચપટી છે.

પૃથ્વી ગોળાકાર છે તેની થોડી સાબીતીઓ નીચે આપી છે:—

(અ) બારામાં દાખલ થતું એક વહાણ જ્યારે કિનારાથી થોડુંક દૂર હોય છે, ત્યારે તે વહાણનો સઘળો ભાગ કિનારે ઉભેલાં માણસને દેખાતો નથી, પણ તેનો ઉપલો ભાગ જ દેખાય છે; પણ જેમ જેમ તે વહાણ કિનારાની નજીક આવતું જાય છે, તેમ તેમ તેના નીચલા ભાગો અને બાજુ નજરે પડતાં જાય છે. વળી એ જ પ્રમાણે બારામાંથી હંકારાઈ જતું વહાણ જેમ જેમ કિનારાથી દૂર જતું જાય છે, તેમ તેમ તેના નીચલા ભાગો દેખાતા બંધ પડે છે, અને ઘણું જ દૂર જાય છે, ત્યારે તે તદ્દન નજરે પડતું નથી. પૃથ્વીના વાંકથી આમ દેખાય છે.

(આ) વળી એક માણસ મેદાનમાં ઉભો રહીને દૂરના ડુંગર તરફ નજર કરશે, તો તેને તે ડુંગરનો ઉપલો જ ભાગ દેખાશે. પણ જેમ જેમ તે માણસ તે ડુંગરની નજીક જતો જશે, તેમ તેમ તેને તેના નીચલા ભાગો જણાતા જશે, અને છેક પાસે જશે, ત્યારે આખો ડુંગર તળેટીથી શિખર સુધી તેની નજરે પડશે.

(ઇ) ચંદ્રગ્રહણ થાય છે, ત્યારે પૃથ્વીની જે છાયા ચંદ્ર ઉપર પડે છે, તે છાયા ગોળ હોય છે.

(ઉ) પૂર્વ ભણીના દેશો કરતાં પશ્ચિમ ભણીના દેશોમાં સૂરજ મોડો ઊગે છે*.

---

* મદ્રાસમાં સૂરજ ઊગે છે તેના કરતાં મુંબાઈમાં તે અરધો કલાક મોડો ઊગે છે.

(ઊ) વહાણમાં બેસીને પૃથ્વીની જે પુરુષો પ્રદક્ષિણા કરે છે, તેઓ જે જગાએથી નીકળે છે તે જગાએ વહાણનું મોં ફેરવ્યા વગર પાછા આવી શકે છે.

---

## ૨ પૃથ્વીનું પરિમાણ.

પૃથ્વીનો વ્યાસ આસરે આઠ હજાર માઇલ છે, તથા એનો પરિધિ અથવા ઘેર પચીસ હજાર માઇલનો છે અને એની સપાટી વીસ કરોડ ચોરસ માઇલ છે.

---

## ૩. પૃથ્વીની ગતિ.

પૃથ્વી તમને સ્થિર લાગે છે, પણ તેમ નથી; એ ફરે છે. પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે, અને તેની સાથે પોતાની ધરીની આસપાસ ભમરડાની પેઠે પણ ફરતી જાય છે. પશ્ચિમથી પૂર્વ ભણી તે અખંડ ફર્યા જ કરેછે. તેના એ ભ્રમણને ગતિ કહે છે. સૂર્યની આસપાસ ફરી રહેતાં પૃથ્વીને એક વર્ષ અથવા ૩૬૫¼ દિવસો લાગે છે*; અને તેને ધરીની આસપાસ ફરી રહેતાં એક દહાડો અથવા ૨૪ કલાક લાગે છે †. સૂર્યની આસપાસની પૃથ્વીની ગતિથી ઋતુઓ બદલાય છે,

---

* તેને સૌર વર્ષ કહે છે. સૂર્યને લગતું માટે સૌર.

† જે કલ્પિત લીટી પર પૃથ્વી પશ્ચિમથી પૂર્વ ૨૪ કલાકમાં ફરી રહે છે, તેને પૃથ્વીની ધરી કહે છે. તે લીટી ઉત્તર દક્ષિણ છે.

તથા વધતી ઓછી ઠંડી અને ગરમી પડે છે, તેના પ્રમાણમાં તે તે ભાગમાં વસતા લોકોની ચામડીનો રંગ ઊજળો અને કાળો હોય છે. પૃથ્વીની પોતાની ધરીની આસપાસની ગતિથી દિવસ અને રાત થાય છે. ધરીની આસપાસ ફરતી વખતે પૃથ્વીનો જે ભાગ સૂર્ય તરફ હોય છે, ત્યાં દિવસ થાય છે, અને જે ભાગ સૂર્ય તરફ હોતો નથી ત્યાં રાત થાય છે.

---

## ૪. પૃથ્વીનો નકશો.

ભૂગોળવિદ્યાનું જ્ઞાન મેળવવાનું મુખ્ય સાધન નકશો છે. કાગળ અથવા કપડા ઉપર પાડેલા પૃથ્વીના અથવા પૃથ્વીના કોઈ પણ ભાગના ચિતારને નકશો કહે છે.

પૃથ્વીનો નકશો બે ગોળ ભાગમાં ચિતરવામાં આવે છે. તેમાંનો એક ભાગ **પૂર્વ ગોળાર્ધ** કહેવાય છે, અને બીજા ભાગને **પશ્ચિમ ગોળાર્ધ** કહે છે

પૂર્વ ગોળાર્ધ **જુની દુનિયા** કહેવાય છે, કારણ કે એ ભાગ અસલથી લોકોને જણાયલો હતો; અને પશ્ચિમ ગોળાર્ધ **નવી દુનિયા** કહેવાય છે, કારણ કે એ ભાગ ૧૫ મી સદીમાં કોલમ્બસે શોધી કાઢયો, ત્યાં સુધી જુની દુનિયાના લોકોને જણાયલો ન હતો.

---

## ૫. દિશાઓ.

એક જગા બીજી જગાની કઈ બાજુએ આવેલી છે, તે જાણવાને સારૂ દિશા ઠરાવેલી છે. દિશા ચાર છે—૧. પૂર્વ ૨. પશ્ચિમ; ૩. ઉત્તર; અને ૪. દક્ષિણ.

જે બાજુએ સૂર્ય ઊગે છે, તે બાજુ પૂર્વ દિશા કહેવાય છે. જે બાજુએ સૂર્ય અસ્ત પામે છે, તે બાજુ પશ્ચિમ દિશા કહેવાય છે. પૂર્વ દિશા તરફ મ્હોડું કરીને ઉભા રહીએ, તો જમણા હાથ પરની દિશા દક્ષિણ દિશા કહેવાય છે. પૂર્વ દિશા તરફ મ્હોડું કરીને ઉભા રહીએ, તો ડાબા હાથ પરની દિશા ઉત્તર દિશા કહેવાય છે.

નકશામાં ઉત્તર દિશા નકશાને મથાળે હોય છે, અને દક્ષિણ દિશા નકશાના નીચલા ભાગમાં હોય છે; પૂર્વ દિશા જમણા હાથ ઉપર અને પશ્ચિમ દિશા ડાબા હાથ ઉપર હોય છે.

ઉત્તર અને પૂર્વ દિશા વચ્ચેનો ખુણો ઈશાન કોણ કહેવાય છે; ઉત્તર અને પશ્ચિમ દિશા વચ્ચેનો ખુણો વાયવ્ય કોણ કહેવાય છે; દક્ષિણ અને પૂર્વ દિશા વચ્ચેનો ખુણો અગ્નિ કોણ કહેવાય છે; દક્ષિણ અને પશ્ચિમ દિશા વચ્ચેનો ખુણો નૈઋર્ત્ય કોણ કહેવાય છે.

---

## ૬. પૃથ્વીની સપાટી.

પૃથ્વીની સપાટીના બે મુખ્ય ભાગ છે:—**જમીન** અને

પાણી. સઘળી જમીન પાણીથી વીંટળાયલી છે. વાસ્તવિક રીતે પૃથ્વી એ એક મહા દ્વીપ છે. પૃથ્વીની સપાટીનો લગભગ પોણો ભાગ પાણી છે અને બાકીનો ભાગ જમીન છે.

---

## ૭. ભૂગોળ-શાસ્ત્રીઓએ કરેલા જમીનના મુખ્ય ભાગો.

પૃથ્વીની સપાટી પરની જમીનના ભૂગોળશાસ્ત્રીઓએ પાંચ મોટા ભાગ કર્યા છે, જેઓને ખંડ કહે છેઃ—૧. એશિયા; ૨. યૂરોપ; ૩. આફ્રિકા; ૪. અમેરિકા; (ઉત્તર અને દક્ષિણ અમેરિકા); અને ૫. ઓશીઆન્યા. આ પાંચ ભાગો માંહેલા પહેલા ત્રણ ભાગો પૂર્વ ગોળાર્ધમાં છે, તેથી તે જૂની દુનિયાને નામે ઓળખાય છે. ચોથો ભાગ પશ્ચિમ ગોળાર્ધમાં છે, અને તે ભાગ નવી દુનિયા કહેવાય છે; અને પાંચમો ભાગ (જે ઘણાએક ટાપુઓનો બનેલો છે તે) બન્ને ગોળાર્ધમાં વહેંચાયેલો છે.

પૂર્વ ગોળાર્ધમાં એશિયા સર્વથી મોટો ખંડ છે. એની પશ્ચિમે યૂરોપ ખંડ આવેલો છે. યૂરોપ ખંડની દક્ષિણે અને એશિયાના નૈઋર્ત્ય ખુણા ભણી આફ્રિકા ખંડ આવેલો છે. ઉત્તર અને દક્ષિણ અમેરિકા પશ્ચિમ ગોળાર્ધમાં છેક ઉત્તર ધ્રુવથી તે લગભગ દક્ષિણ ધ્રુવ સુધી આવેલા છે.* ઓશીઆન્યામાં મુખ્ય મોટો બેટ ઓસ્ટ્રેલીયા છે.

---

* પૃથ્વીની ધરીના છેડાને ધ્રુવ કહે છે. ઉત્તર તરફના છેડાને ઉત્તર ધ્રુવ, અને દક્ષિણ તરફના છેડાને દક્ષિણ ધ્રુવ કહે છે.

## ૮. ભૂગોળ–શાસ્ત્રીઓએ કરેલા પાણીના મુખ્ય ભાગો.

પૃથ્વીની સપાટી ઉપરના પાણીના ભૂગોળ શાસ્ત્રીઓએ પાંચ મોટા ભાગ કર્યા છે, જેઓ **મહાસાગર** કહેવાય છેઃ—**૧. ઉત્તર મહાસાગર; ૨. દક્ષિણ મહાસાગર; ૩. પૅસિફિક મહાસાગર; ૪. આટલાંટિક મહાસાગર; અને ૫. હિંદી મહાસાગર.**

ઉત્તર મહાસાગર ઉત્તર ધ્રુવની આસપાસ છે. દક્ષિણ મહાસાગર દક્ષિણ ધ્રુવની આસપાસ છે. પેસિફિક મહાસાગર એશિયા અને અમેરિકા વચ્ચે આવેલો છે. આટલાન્ટિક મહાસાગર અમેરિકાની પૂર્વે અને યૂરોપ તથા આફ્રિકાની પશ્ચિમે આવેલો છે. હિંદી મહાસાગર એશિયાની દક્ષિણ દિશાએ આવેલો છે.

---

## ૯. જમીનના પ્રાકૃતિક (કુદરતી) ભાગો.

પૃથ્વીની સપાટી ઉપરની જમીનના પ્રાકૃતિક ભાગો, ખંડ, દેશ, બેટ, દ્વીપકલ્પ, દોઆબ, સંયોગીભૂમી, ભૂશિર, પર્વત, ખીણ, જ્વાલામુખી, મેદાન, ઉચ્ચસમભૂદેશ, જલાશય, રણ, જંગલ અને કિનારો એ છે.

પૃથ્વીની સપાટીપરની જમીનના જે પાંચ મોટા ભાગ કર્યા છે, તેમાંના દરેક ભાગને **ખંડ** કહે છે.

ખંડ કરતાં નાના જમીનના ભાગને **દેશ** કહે છે.

જમીનના જે નાના ભાગની સઘળી બાજુએ પાણી હોય છે, તેને બેટ, ટાપુ અથવા **દ્વીપ** કહે છે.

જમીનનો જે નાનો ભાગ ઘણો ખરો પાણીથી વીંટળાયલો હોય છે અને એક ઠેકાણે બીજી જમીન સાથે જોડાયલો હોય છે, તેને **દ્વીપકલ્પ** કહે છે.

બે નદીઓ વચ્ચે આવેલા પ્રદેશને **દોઆબ** કહે છે. તેમ પાંચ નદીઓ વચ્ચે આવેલાને **પંજાબ** કહે છે.

જમીનનો જે સાંકડો ભાગ બે જમીનના કડકાને જોડે છે, તેને **સંયોગી ભૂમી** કહે છે.

જમીનનો જે છેડો લાંબો થઈને પાણીમાં ગયેલો હોય છે, તેને **ભૂશિર** કહે છે.

જમીનનો જે ભાગ ઘણો ઉંચો ગયેલો હોય છે, તેને **પર્વત** અથવા **પહાડ** કહે છે.

જમીનનો જે ભાગ પર્વત કરતાં ઉંચાઈમાં ઓછો હોય છે, તેને **ડુંગર** કે **ટેકરી** કહે છે. તળેટીથી જોડાયલા ડુંગરા અને પર્વતોને ડુંગરો ને પર્વતોની **હાર** કહે છે. પર્વતના ઉંચામાં ઉંચા ભાગને **શિખર** અથવા **ટોચ** કહે છે.

બે પર્વતોની વચ્ચેની સાંકડી નીચી જમીનને **ખીણ** કહે છે.

જે પર્વતમાંથી ધુમાડા, રાખ અને બળતા પદાર્થનો ઉનો રસ (લાવા) નિકળે છે, તે પર્વતને **જવાલામુખી** કહે છે.

બે પહાડ વચ્ચેથી જવાના સાંકડા રસ્તાને **ઘાટ (પાસ)** કહે છે; જેવો કે ખૈબરપાસ.

સપાટ જમીનના મોટા ભાગને **મેદાન** અથવા **પ્રદેશ** કહે છે.

ઉંચી ભૂમિના જે ભાગમાંથી પાણી જૂદી જૂદી દિશાએ વહે છે તેને **જળાશય** કહે છે.

પર્વત અથવા ડુંગર ઉપર આવેલા મોટા મેદાનને **ઉચ્ચ-સમ-ભૂ-દેશ** કહે છે.

જમીનના જે ભાગ ઝાડોથી ભરપૂર હોય છે, તેને **જંગલ** કે **વન** કહે છે.

જે મેદાનમાં વનસ્પતિ થતી નથી, રેતીથી ભરપૂર હોય છે. અને માણસની વસ્તી હતી નથી, તેને **રણ** કહે છે. દરીઆની પાસે આવેલી જમીનને **કિનારો** કહે છે.

---

## ૧૦. પાણીના પ્રાકૃતિક (કુદરતી) ભાગો.

પૃથ્વીની સપાટીપરના પાણીના પ્રાકૃતિક ભાગો મહાસાગર. સમુદ્ર, ઉપસાગર, અખાત, સામુદ્રધુનિ, સરોવર, નદી, નહેર, ખાડી અને બંદર એ છે.

પૃથ્વીની સપાટી પરના પાણીના જે પાંચ મોટા ભાગ કર્યા છે. તેમાંના દરેક ભાગને **માહાસાગર** કહે છે.

મહાસાગર કરતાં નાના ખારા પાણીના ભાગને **સમુદ્ર** કહે છે.

જમીનના ખાંચામાં ગયેલા સમુદ્રના ફાંટાને **અખાત** કહે છે. પહોળા મ્હોડાના અખાતને **ઉપસાગર** કહે છે.

જે સાંકડો પાણીનો ભાગ પાણીના બે મોટા ભાગને જોડે છે, તેને **સામુદ્રધુની** કહે છે.

મીઠા અથવા ખારા પાણીનો જે ભાગ સઘળી બાજુએ જમીનથી ઘેરાયલો હોય છે, તેને **સરોવર** કહે છે. તેનાથો નાના ભાગને **તળાવ** કહે છે.

મીઠા પાણીનો જે પ્રવાહ પર્વત અથવા સરોવરમાંથી નીકળીને સમુદ્ર અથવા સરોવરને મળે છે, તેને **નદી** કહે છે.

જે જગાએથી નદી નિકળે છે, તે જગાને **નદીનું મૂળ** કહે છે; અને જે જગાએ નદી સમુદ્રને કે સરોવરને મળે છે, તે જગાને **નદીનું મુખ** કહે છે. જે નાની નદી બીજી મોટી નદીને મળે છે, તેને **નદ્યંતરગામિ** અથવા **ઉપનદી** કહે છે; અને જે જગાએ નદ્યંતરગામિ મોટી નદીને મળે છે, તે જગાને **સંગમ** કહે છે. નદી કરતાં નાના ભાગને **નાળું** અથવા **ઝરો** કહે છે. મોટી નદીમાંથી નીકળી નાની નદીની પેઠે વહે છે, તેને **શાખા** કહે છે.

બે નદી કે સરોવરો કે સમુદ્રને જોડવાને ખોદીને બનાવેલા પાણીના ભાગને **નહેર** કહે છે. આવી નહેર વહાણ ચલાવવા માટે અગર ખેતરોમાં પાણી પાવા માટે પણ ખોદવામાં આવે છે.

સમુદ્રનું પાણી ભરતીની * વખત અંદર આવે એવાં નદીનાં પહોળાં મુખને **ખાડી** કહે છે.

કીનારા પાસેના સમુદ્રના જે ભાગમાં વહાણો સલામતી સાથે માલ ભરવા અને ખાલી કરવાને લંગરવાર થાય છે, તેને **બંદર** અથવા **બારૂં** કહે છે.

---

* દરીઆનું પાણી વારા ફરતી ચઢે છે અને ઉતરે છે તેને **ભરતી** અને **ઓટ** કહે છે.

## પ્રકરણ ૨ જું.

# મુંબઈ બેટ

મુંબઈ બેટ હિંદુસ્તાન દેશના પશ્ચિમ કિનારા ઉપર આવેલો છે. એ મુંબઈ ઈલાકાની રાજધાનીનું શહેર છે. એ બેટ પહેલાં ફીરંગી લોકોના તાબામાં હતો, પણ ઇ. સ. ૧૬૬૨ માં અંગ્રેજોના હાથમાં આવ્યો. મુંબઈ બેટના બે મુખ્ય ભાગ છે, કોટ અને બહારકોટ. બોરીબંદરથી કોલાબા તરફના ભાગને કોટ કહે છે અને ઉત્તર તરફના ભાગને બહારકોટ કહે છે. મુંબઇ બેટના જે ભાગને હાલ "કોટ" કહે છે, તેની આસપાસ એ સંસ્થાનના રક્ષણને એક મજબુત જાડી દીવાલ અગાઉ હતી; પણ એ ભાગમાં હવાની આવજા સારી રીતે થાય તે મતલબથી અંગ્રેજ સરકારે ઇ. સ. ૧૮૬૩ માં એ કોટ તોડી પાડયો, અને તેની આસપાસ ખોદેલી ખાઈ પૂરી નાખી.

મુંબઈ બેટની ઉત્તરે સાલસેટ (સાષ્ટિ) નામનો બેટ આવેલો છે; હાલમાં એ બેટની ખીલવણી કરી વસ્તી લાયકનો કરવામાં આવે છે. પશ્ચિમે અને દક્ષિણે અરબી સમુદ્ર છે; અને પૂર્વે મુંબઈનું બારૂં અને કોકણ પ્રાંતનો કિનારો છે.

મુંબઈના ટાપુની લંબાઈ આશરે ૧૧ મૈલ છે, અને સરાસરી પહોળાઈ આશરે ૩ મૈલ છે. પૂર્વ તરફ તેનો વિસ્તાર વધારવાના ઉપાયો શહેર સુધારા ટ્રસ્ટ લે છે, તેમ બેકબે પુરવાની યોજના ઉપર વિચાર ચાલે છે. આથી તેનો વિસ્તાર દિનપરદિન

વધતો જાય છે. એ બેટ સપાટ છે અને એની આસપાસ નીચા ડુંગરા છે. એ શહેરની વસ્તી ૧૯૧૧ ના માર્ચની છેલ્લી ગણત્રી મુજબ ૯,૭૯,૪૯૫ માણસની છે. એ શહેરની મુખ્ય દેશી ભાષા ગુજરાતી, મરાઠી અને ઉર્દુ છે. પણ સઘળું સરકારી કામકાજ અને ઇન્સાફની અદાલતોનો વહીવટ, અંગ્રેજી ભાષામાં ચાલે છે; ધંધા વેપારને અર્થે દુનિયાના લગભગ સઘળા ભાગોના રહીશો આ શહેરમાં આવીને વસેલા છે.

મુંબઈ બેટ અને કોકણ પ્રાંતના કિનારાની વચ્ચે મુંબઇનું પ્રખ્યાત બારૂં આવેલું છે, એ બારાનો વિસ્તાર મોટો છે. દુનિયામાં સૌથી મોટામાં મોટાં બંદરોમાંનું એ એક છે, અને આખા હિંદુસ્તાનમાં એ શ્રેષ્ઠ ગણાય છે. એમાં આગબોટો અને વહાણો હમેશાં જથાબંધ રહે છે અને દુનિયાના સઘળા ભાગોમાં આવજા કરે છે. એ બારૂં મોટે ભાગે જમીનથી ઘેરાયલું છે, તેને લીધે પવનનો જોસ્સો અને પાણીના ઉછાળો નરમ પડે છે અને બંદરનું રક્ષણ થાય છે, તેથી એમાં વહાણો અને આગબોટો તોફાની ઋતુમાં પણ સલામત રહી શકે છે. એ બારામાં કેટલાક નાના ટાપુ છે, જેમાંનો ઘારાપુરીનો બેટ આગલા વખતનાં ડુંગરામાં કોરી કાઢેલાં દેહેરાંને માટે પ્રખ્યાત છે.

મુંબઈ શહેર સમુદ્રની વચ્ચે આવેલું છે, તેથી એ શહેરની હવા ઘણી ગરમ નથી, તેમ ઘણી ઠંડી પણ નથી. સને ૧૮૯૬ ની સાલમાં મરકીનો રોગ શરૂ થયો તે અગાઉ મુંબઈ શહેર સુખાકારીની બાબતમાં ઉત્તમ ગણાતું હતું.

મુંબઈ શહેરને પાણી પુરૂં પાડવાને માટે સઘળાં મળી ચાર

તળાવો બાંધવામાં આવ્યાં છે, જેમાંનાં ત્રણ સાષ્ટિ બેટમાં છે, ને તે વિહાર, તુલસી અને પવાઈ નામથી જાણીતાં છે. ચોથું તળાવ જે સર્વથી મોટું છે, તે મુંબઈથી ૬૦ મૈલ દૂર કોકણ પ્રાંતમાં છે, અને તાનસાના તળાવના નામથી ઓળખાય છે. એ તળાવોમાંથી લોઢાના નળ મારફતે મીઠું પાણી શહેરમાં લાવવામાં આવે છે, અને શહેરના દરેક ભાગના રહેવાસીઓને પૂરૂં પાડવામાં આવે છે.

મુંબઈ શહેર એ માંહેલી શોભાયમાન ઈમારતોથી ઘણું સુંદર દેખાય છે, અને બેકબેના ઉપસાગર તરફનો એ શહેરનો દેખાવ ઘણો રળિયામણો છે. એ હિંદુસ્તાનનાં અતિ શોભિતાં શહેરોમાંનું એક ગણાય છે. એ શહેરમા ઘણાં વિદ્યાલયો છે, અને કેળવણીનું કામ ઘણું સારૂં ચાલે છે. મુંબઈમાં હજારો કારીગરો પોતાના હુન્નર વડે ગુજરાન કરે છે. પણ એ શહેરના સર્વથી મોટો ઉદ્યમ સુતર કાંતવાનો અને કાપડ વણવાનો છે, જેને માટે સંખ્યા બંધ મીલો બંધાઈ છે, અને લાખો માણસોને રોજી મળે છે.

મુંબઈ શહેરનો સઘળો મ્યુનિસિપાલ વહીવટ પાંત્રીસ વર્ષથી મ્યુનિસિપાલ કોરપોરેશન નામનું મંડળ ચલાવે છે. મ્યુનિસિપાલ કારપોરેશનના ૭૨ સભાસદો છે, જેઓની ચુંટણી અને નીમાણુંક દર ત્રણ વર્ષે થાય છે. એઓમાંના ૩૬ સભાસદોની ચુંટણી મુંબઈ શહેરના કર ભરનારાઓ કરે છે. ૧૬ સભાસદો સરકાર તરફથી નીમાય છે. અને ૧૬ સભાસદોની ચુંટણી સુલેહના અમલદારો કરે છે, ૨ સભાસદોની નીમાણુંક મુંબઈની યુનિવર્સિટી તરફથી અને ૨ ની નીમાણુંક મુંબઈની "ચેમ્બર ઑફ કોમર્સ" તરફથી થાય છે.

મ્યુનિસિપાલ વહિવટ બરાબર ચલાવવાની મતલબથી મુંબઈ શહેરના સાત ભાગ કરવામાં આવેલા છે; જે ભાગો "વૉર્ડ" ના નામે ઓળખાય છે; એ ભાગોનાં નામ અંગ્રેજી મૂળાક્ષરો ઉપરથી એ. વૉર્ડ, બી. વૉર્ડ, સી. વૉર્ડ, ડી. વૉર્ડ, ઇ. વાર્ડ, એફ. વૉર્ડ, અને જી. વૉર્ડ કરીને આપ્યાં છે. દરેક વૉર્ડમાં મુંબઈના કયા કયા મુખ્ય વિભાગો સમાયેલા છે, તે નીચેના કોઠામાં આપ્યા છે.

| વૉર્ડ | વિભાગો. |
|---|---|
| એ. અથવા કોટવૉર્ડ... | કોલાબા, કોટ, એસપ્લેનેડ (મેદાન) |
| બી. અથવા માંડવીવૉર્ડ.. | ડુંગરી, માંડવી, ચકલો, ઉમરખાડી. |
| સી. અથવા ભૂલેશ્વરવૉર્ડ... | મારકેટ, ધોબીતળાવ, ફનસવાડી. ભૂલેશ્વર, કુંભારવાડા, ખારાતળાવ |
| ડી. અથવા ગીરગામવૉર્ડ.. | ખેતવાડી, ગીરગામ, ચોપાટી, વાલકેશ્વર. મહાલક્ષ્મી. |
| ઈ. અથવા ભાયખલાવૉર્ડ... | ભાયખલા, મજગામ, તાડવાડી, કામાટીપૂરા, ૧ લો નાગપાડો, ૨ જો નાગપાડો, તારદેવ. |
| એફ. અથવા પરેલવૉર્ડ... | પરેલ, સીવરી, સીમ. |
| જી. અથવા માહીમવૉર્ડ... | વરલી, માહીમ. |

પોલીસ ખાતાએ અને ટપાલ તથા તાર ખાતાએ પણ પોતપોતાની સગવડ પ્રમાણે મુંબઈના ભાગ પાડેલા છે. ટપાલ ખાતાએ લતાના નંબરો પાડેલા છે.

---

## દ્વીપકલ્પ.

**કોલાંબા**—મુંબઈ બેટના નૈર્ઋત્ય કોણમાં. અહીં અંગ્રેજી લશ્કર રહે છે; મ્હોટે ભાગે પારસી અને અંગ્રેજોની વસ્તી છે. અને રૂનો સઘળો વ્યાપાર અહીં ચાલે છે.

**વાલકેશ્વર**—મુંબઈ બેટની પશ્ચિમે. આ ભાગની હવા ચોખ્ખી હોવાથી પૈસાદાર લોકો, ના. ગવરનર તથા બીજા મોટા ઓફીસરો અહીં રહે છે.

**વરલી**—મુંબઈ બેટના વાયવ્ય કોણે. મુંબઈના વસ્તીવાળા ભાગથી દૂર હોવાને લીધે અહીં ગટરની ગલીચી કાઢવામાં આવે છે.

---

## ભૂશિર.

**કોલાબા**—કોલાબાની દક્ષિણે.
**વાલકેશ્વર**—વાલકેશ્વરની દક્ષિણે.
**વરલી**—વરલીની ઉત્તરે.

---

## ડુંગર.

મલબાર હિલ } મુંબઈ બેટની પશ્ચિમે ગીરગામ વૉર્ડમાં.
ખંબાલા હિલ }

**સીવરી હિલ**—મુંબઈ બેટની પૂર્વે પરેલ વૉર્ડમાં.

વરલી હિલ—મુંબઈ બેટના વાયવ્ય કોણે માહીમ વૉર્ડમાં.
ભંડારવાડા હિલ—મુંબઈ બેટની પૂર્વે ભાયખલા વૉર્ડમાં.

---

## ઉપસાગર.

બૅકબે—મુંબઈ બેટના નૈર્ઋત્ય કોણમાં કોલાબા અને વાલકેશ્વરની વચ્ચે.

માહીમ—મુંબઈ બેટની ઉત્તરે વરલી અને માહીમની વચ્ચે.
મુંબઈનું બારૂં—મુંબઈ બેટની પૂર્વે બેટ અને કોંકણ કાંઠાની વચ્ચે

## તળાવ.

નાખોદાનું તળાવ—એસ્પ્લેનેડ વિભાગમાં.
બાબુલા તળાવ—ઉમરખાડી વિભાગમાં.
ધોબી તળાવ—ધોબીતળાવ વિભાગમાં.
કાવસજી પટેલનું તળાવ—ભૂલેશ્વર વિભાગમાં.
ગોવાળીઆ તળાવ—વાલકેશ્વર વિભાગમાં.
(આ તળાવ હવે પુરી નાંખવામાં આવેલું છે.)
પરેલ તળાવ—પરેલ વિભાગમાં.
નાયગામ તળાવ—સીમ વિભાગમાં.
જાંબલી તળાવ—માહીમ વિભાગમાં.

---

## ગોદી.

સાસુન ગોદી—કોલાબા વિભાગમાં.
સરકારી ગોદી—કોટ વિભાગમાં.

| | |
|---|---|
| વિક્ટોરીઆ ગોદી<br>પ્રિન્સીસ ગોદી | માંડવી વિભાગમાં. |

પી. એન્ડ ઓ. કંપનીની ગોદી—મજગામ વિભાગમાં.

---

## સમુદ્ર માર્ગે દેશાવર જવાનાં બંદરો.

| | |
|---|---|
| પાલવા બંદર<br>બેલાર્ડ બંદર<br>મોદી બંદર | કોટ વૉર્ડમાં. |
| વિક્ટોરીઆ ગોદી<br>પ્રિન્સીસ ગોદી | માંડવી વૉર્ડમાં. |

મજગામ બંદર—મજગામ વિભાગમાં

---

## રેલ્વે અથવા લોઢાની સડક.

ગ્રેટ ઇન્ડીયન પેનિન્સ્યુલા રેલ્વે-(ટુંકું નામ-જી. આઈ. પી. આર.)
આ રેલ્વે હિંદુસ્થાનમાં સૌથી વધુ વિસ્તારવાળી છે.
બોમ્બે બરોડા એન્ડ સેન્ટ્રલ ઇન્ડિયા રેલ્વે-(ટુંકું નામ-બી. બી. એન્ડ સી. આઈ. આર.)

---

## રેલ્વે સ્ટેશનો.

| જી. આઈ. પી. આર. નાં. | બી. બી. એન્ડ. સી. આઈ. આર. નાં. |
| --- | --- |
| બોરીબંદર અથવા વિકટો-રીઆ ટરમીનસ | કોલાબા—ચર્ચગેટ |
| મસ્જીદ બંદર—મજગામ | મરીન લાઈન્સ—ચનીરોડ |
| ભાયખલા— ચીંચપુગલી | ગ્રાન્ટરોડ—મહાલક્ષ્મી |
| કરીરોડ—પરેલ | પરેલ—એલ્ફીન્સ્ટનરોડ |
| દાદર—માટુંગા —સીમ | દાદર—માટુંગા—માહીમ |

ઑફીસોમાં, મીલોમાં, અને મારકીટોમાં કામ કરનારાઓમાંના માણસોનો મોટો ભાગ, ઘણું ખરૂં મુંબાઈનાં પરાંમાં કે કોટની બહારનાં ગામોમાં રહે છે તેમને એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવા આવવાની તથા માલ ચઢાવવા અને ઉતારવાની સગવડ કરી આપવા સારૂ આ સ્ટેશનો કાઢેલાં છે. લોકલ ગાડીઓથી આ સ્ટેશનો વચ્ચે ઝાઝો વહેવાર ચાલે છે.

આ ઉપરાંત મુંબઈના અંદરના ભાગોના લોકના અવરજવરના વ્યવહાર માટે વીજળીની ટ્રામ્વે ઝપાટાબંધ દોડે છે.

---

## મોટી અને શોભીતી જાહેર ઇમારતો.

મુંબઈમાં સંખ્યાબંધ સુંદર અને રોનકદાર મકાનો છે, તેથી તે ઘણું જ રળીયામણું લાગે છે.

કોલાબાની દીવાદાંડી (જુની અને નવી), વેધશાળા, ગાંડાંની ઇસ્પીતાલ (મેડહાઉસ), એપોલો બંદર, એસ્પ્લેનેડ, સેલર્સ હોમ, તાજ-મહાલ હોટેલ, સેક્રેટરીયેટ, યુનિવર્સિટી હૉલ, રાજાબાઈ ટાવર, હાઈ-કોર્ટ, એલ્ફીન્સ્ટન કોલેજ, પ્રીન્સ આલબર્ટ મ્યુઝીઅમ, એલફીન્સ્ટન સરકલ, પબ્લીકવર્કર્સ ઑફીસ, પોસ્ટ ઑફીસ, ટેલીગ્રાફ ઑફીસ, બી. બી. રેલવે ઑફીસ, ટાઉન હૉલ, ટંકશાળ, જી. આઈ. પી. રેલવે ઑફીસ, બોરીબંદર સ્ટેશન, મ્યુનીસિપલ ઑફીસ, અન્જુ-મન–ઈ–ઇસ્લામ સ્કૂલ, સર જમશેદજી જીજીભાઈ આર્ટ સ્કૂલ, ગોકળદાસ તેજપાળ હૉસ્પીટલ, યુરોપીઅન જનરલ હૉસ્પીટલ, ક્રાફર્ડ મારકેટ, નેટીવ જનરલ લાઈબ્રેરી, ગ્રાન્ટમેડીકલ કોલેજ ઉર્ફે સર જમશેદજી હૉસ્પીટલ, વિકટોરીઆ ગાર્ડન્સમાં વિકટોરીઆ એન્ડ આલ્બર્ટ મ્યુઝીઅમ, જમશેદજી નસરવાનજી ટાટા હૉટેલ, વિક્ટો-રીઆ અંધશાળા, ગ્યાસલાઈટનું કારખાનું, જી. આઈ. પી. અને બી. બી. એન્ડ સી. આઈ. રેલવેની વર્કશૉપો, પરેલનો તથા વાલકેશ્વરનો સરકારી મહેલ, ના. ગાયકવાડનો મહેલ, બાબુલનાથનું દેવળ, ટ્રામ્વેનું કારખાનું, વાંદરાનો પુલ. આ સિવાય કોટ તથા બહાર કોટમાં બીજી ઘણી જોવા લાયક જગ્યાઓ અને કારખાનાં છે. મોટી મોટી હૉટેલો, બેંકો, રમતગમતનાં મેદાનો, નાટકશાળાઓ, ચોપાટી, મહાલક્ષ્મી ઉપરનું તોપખાનું, રેસકોર્સ અથવા શરતનું મેદાન, નામદાર મર્હુમ મહારાણી અને શહેનશાહ, ગવરનરો સુપ્રસિદ્ધ નરો, વગેરેનાં પુતળાં, વગેરે વગેરે જોવા લાયક છે.

---

# મુંબઈઈલાકો

## પ્રકરણ ૩ જું.

જે ઈલાકામાં આપણે વસીએ છીએ, તેને મુંબઈ ઈલાકો કહે છે. મુંબઈ ઈલાકો હિન્દુસ્તાન દેશનો એક રાજકીય ભાગ છે અને તેના પશ્ચિમ ભાગમાં તે આવેલો છે. હિન્દુસ્તાન દેશ એશિયા ખંડની દક્ષિણે આવેલો છે.

મુંબઈ ઈલાકો લાંબો અને સાંકડો મુલક છે. એની લંબાઈ આશરે ૧,૦૦૦ મૈલ છે; વધારેમાં વધારે પહોળાઈ ૯૦૦ મૈલ છે. પણ એની સરાસરી પહોળાઈ આશરે ૧૯૦ મૈલ છે. એનું ક્ષેત્રફળ સુમારે ૧,૯૪,૧૦૯ ચોરસ મૈલ છે. એમાં દેશી રાજ્યો સાથે સને ૧૯૧૧ ના છેલ્લા વસ્તીપત્રક પ્રમાણે આશરે ૨,૭૦,૮૪,૩૧૭ માણસની વસ્તી છે.

---

## મુંબઈ ઈલાકાની સીમા.

મુંબઈ ઈલાકાની વાયવ્ય, ઉત્તર, અને ઈશાન દિશાએ બલુચિસ્તાન, પંજાબ અને રજપુત સંસ્થાનો છે; અને પશ્ચિમે અરબી સમુદ્ર છે; દક્ષિણે મદ્રાસ ઈલાકો અને મ્હૈસુર પ્રાંત છે; અને પૂર્વે રજપુતસ્થાન, માળવા, મધ્યહિંદ સંસ્થાનો, મધ્યપ્રાંત, બીરાર અને નિઝામનું રાજ્ય છે.

---

## મુંબઈ ઇલાકાના મુખ્ય ભાગો.

૧. સિંધ પ્રાંત.
૨. ગુજરાત પ્રાંત. (કચ્છ અને કાઠીઆવાડ સહિત).
૩. કોંકણ પ્રાંત. (મુંબઈ બેટ સહિત).
૪. દક્ષિણ પ્રાંત. (ઉત્તર મહારાષ્ટ્ર).
૫. દક્ષિણ મહારાષ્ટ્ર પ્રાંત. (ઉત્તર કાનડા સહિત).

દરેક પ્રાંતના જીલ્લા અને દેશી સંસ્થાનમાં વિભાગ કરવામાં આવેલા છે. પ્રાંતોનો જે ભાગ દેશી રાજ્યોથી રોકાયલો નથી, તે ભાગ જીલ્લાઓમાં ગણાય છે. દેશી રાજાઓ અંગ્રેજ સરકારને નીમેલી ખંડણી આપે છે, અને તેઓની દરબારમાં નીમેલા અંગ્રેજ અમલદારોની સલાહ પ્રમાણે રાજ્યકારભાર ચલાવવામાં આવે છે. આ દેશી રાજ્યોના, ખંડણી અને તેમના જુના ઐતિહાસિક મોભા પ્રમાણે પહેલો, બીજો, ત્રીજો, ચોથો, એમ વર્ગો પાડેલા છે.

કેટલાંએક નાનાં નાનાં રાજ્યોને ભેગાં કરીને એક જ અંગ્રેજ અમલદારની દેખરેખ તળે સોંપેલાં હોય છે એવાં ભેગાં કરેલાં રાજ્યોને એજન્સિ કહે છે.

---

## મુંબઈ ઇલાકાના મુખ્ય પર્વત.

૧. હાલા પર્વત—સિંધ પ્રાંતમાં.
૨. ગિરનાર—કાઠીઆવાડમાં.
૩. વિંધ્યાચળ—ગુજરાતમાં નર્મદાની ઉત્તરે.

૪. સાતપુડા પર્વત—ગુજરાત અને દક્ષિણમાં.
૫. સહ્યાદ્રિ પર્વત અથવા પશ્ચિમઘાટ—કોંકણ અને દક્ષિણની વચ્ચે

## મુંબઈ ઈલાકાના મુખ્ય ડુંગરો.

૧. આબુ—ગુજરાતમાં ઉત્તરે.
૨. આરાસુર—આબુ નજીક
૩. પાવાગઢ—ગુજરાતમાં પંચમહાલમાં.
૪. શેત્રુંજો—પાલીતાણા પાસે.
૫. બરડો—પોરબંદરમાં.

## મુંબઈ ઈલાકાના મુખ્ય અખાત.

૧. કચ્છનો અખાત—કચ્છ અને કાઠીઆવાડની વચ્ચે.
૨. ખંભાતનો અખાત—કાઠીઆવાડની પૂર્વે.

## મુંબઈ ઈલાકાની મુખ્ય નદી.

૧. સિંધુ—હિમાલય પર્વતમાંથી નીકળી, પંજાબમાં થઈને સિંધ પ્રાંતમાં વહે છે અને અરબી સમુદ્રને મળે છે
૨. બનાસ— } શીરોઈના ડુંગરમાંથી નીકળી કચ્છના
૩ સરસ્વતી— } રણને મળે છે.
૪. સાબરમતી—આરાવલ્લી ડુંગરમાંથી નીકળી નૈર્ઋત્ય કોણ તરફ વહી ખંભાતના અખાતને મળે છે.

૫. મહી—માળવામાંથી ઉતરી, ઉત્તરથી દક્ષિણ તરફ વહી ખંભાતના અખાતને મળે છે.

૬. નર્મદા—સાતપુડા પર્વતમાંથી નીકળી પૂર્વથી પશ્ચિમ તરફ વહી ખંભાતના અખાતને મળે છે.

૭. કીમ—રાજપીપળાના ડુંગરમાંથી નીકળી અંકલેશ્વર તાલુકાની દક્ષિણે વહી ખંભાતના અખાતને મળે છે.

૮. તાપી—સાતપુડા પર્વતમાંથી નીકળી પૂર્વથી પશ્ચિમ તરફ વહી અરબી સમુદ્રને મળે છે.

૯. ગોદાવરી—ત્ર્યંબક આગળથી નીકળી, પશ્ચિમથી પૂર્વ તરફ વહી બંગાળાના ઉપસાગરને મળે છે.

૧૦. ભીમા—ઘાટમાંથી નીકળી પશ્ચિમથી પૂર્વ તરફ વહી કૃષ્ણાને મળે છે.

૧૧. નીરા—ઘાટમાંથી નીકળી ભીમાને મળે છે.

૧૨. કૃષ્ણા—મહાબળેશ્વરમાંથી ઉત્પન્ન થઈ પશ્ચિમથી પૂર્વ તરફ વહી બંગાળાના ઉપસાગરને મળે છે.

૧૩. તુંગભદ્રા—પશ્ચિમ ઘાટમાંથી નીકળી કૃષ્ણાને મળે છે.

---

## મુંબાઈ ઇલાકાનાં મુખ્ય બંદરો.

| | | | |
|---|---|---|---|
| ૧. મુંબાઈ. | ૫. દમણ. | ૯. ખંભાત. | ૧૩. દ્વારકાં. |
| ૨. રત્નાગિરિ. | ૬. વસઈ. | ૧૦. ભાવનગર. | ૧૪. પોરબંદર. |
| ૩. ગોવા. | ૭. સુરત. | ૧૧. ઘોઘા. | ૧૫. માંડવી. |
| ૪. કારવાડ. | ૮. ભરૂચ. | ૧૨. વેરાવળ. | ૧૬. કરાંચી. |

# મુંબઈ ઈલાકાની રાજ્યરીતિ.

આખા મુંબઈ ઈલાકા ઉપર એક અંગ્રેજ અમલદાર હકુમત ચલાવે છે. તેને "ગવર્નર" કહે છે, અને તેની નીમણુંક ઇંગ્લંડના આલીજહાં ખુદાવિંદ શેહેનશાહ કરે છે. નામદાર ગવર્નરને રાજ્ય-કારભારમાં સલાહ આપવાને અને મદદ કરવાને ચાર મોટા અધિકારીઓ હોય છે. તેઓ કારોબારી 'કાઉન્સિલર' કહેવાય છે. એક કાઉન્સિલરને મેહેસુલ ખાતાના અમલદારોમાંથી નીમવામાં આવે છે, અને તે ઈલાકાના મેહેસુલ ખાતાનો વહીવટ ચલાવે છે; બીજો ન્યાય ખાતાના અમલદારોમાંથી નીમવામાં આવે છે, અને તે ન્યાય ખાતાનો વહીવટ ચલાવે છે; અને ત્રીજો ઈલાકાનો સેનાધિપતિ છે, અને તે લશ્કરી ખાતાનો સઘળો વહીવટ ચલાવે છે. નવા હિંદી રાજકીય સુધારાના ધારાથી એક ચોથા કાઉન્સીલરની નીમણુંક કરવાનો હક આ ઈલાકાને મળેલો છે, તે મુખ્યત્વે હિંદી હોવો જોઇએ એવો ઠરાવ છે. ધારા બાંધનારી સભા ના. ગવરનરને ધારાના કામની મદદ કરે છે. તેમાં ૨૧ લોકપ્રતિનિધિઓ બેસે છે. ઈલાકાના મુખ્ય શહેર મુંબઈમાં ઈનસાફની મોટી અદાલત છે અને તેનો વડો ન્યાયાધીશ ઈલાકાની સઘળી અદાલતો ઉપર દેખરેખ રાખે છે.

ઈલાકા માંહેલાં સઘળાં દેશી રાજ્યો મુંબઈના ના. ગવર્નરના તાબા હેઠળ છે*. દેશી સંસ્થાનો અને 'એજન્સી'માં અંગ્રેજ સરકાર તરફથી અંગ્રેજ અમલદારો રહે છે અને તેઓને એજન્ટ ટુ ધી ગવરનર અને 'પોલીટીકલ એજન્ટ' કહે છે. પોલીટીકલ એજન્ટો

* વડોદરા સંસ્થાન હિંદુસ્તાનના ના ગવર્નર જનરલની હકુમત નીચે છે.

દેશી રાજાઓ અને તેમના કારભારીઓને રાજ્યકારભારમાં મદદ કરે છે અને સલાહ આપે છે, અને તેમની રૈયત ઉપર જુલમ થતો અટકાવે છે; રાજા રજવાડાઓમાં જમીન, મહેસુલ, ફોજદારી કામો વિગેરે સંબંધમાં ઉઠતા વાંધાના ફેંસલા કરે છે, અને દેશી રાજ્યો પાસેથી ખંડણી વસુલ કરે છે, તથા અંગ્રેજ સરકારના હકો ઉપર દેખરેખ રાખે છે. તે અમલદારો મુંબઈના ના. ગવર્નરના હુકમ મુજબ ચાલે છે. કેટલાંક મોટાં રાજ્યો અથવા એજન્સિમાં એક અથવા વધારે 'આસિસ્ટંટ પોલીટીકલ એજન્ટ' નીમેલા હોય છે અને તેમના તાબામાં રાજ્ય અથવા એજન્સિના ભાગો સોંપેલા હોય છે.

ઈલાકાના સઘળા જીલ્લાઓને ચાર 'કમીશનર' ના તાબામાં સોંપેલા છે. તેઓ મુલકી, ફોજદારી તથા લોકની વ્યવસ્થાનાં કામો ઉપર દેખરેખ રાખે છે. ઉત્તર વિભાગના કમીશનરના તાબામાં ગુજરાત પ્રાંતના જીલ્લા અને રત્નાગિરી સિવાય કોકણ પ્રાંતના જિલ્લા છે. મધ્ય વિભાગના કમીશનરના તાબામાં દક્ષિણ પ્રાંતના જિલ્લા છે. દક્ષિણ વિભાગના કમીશનરના તાબામાં દક્ષિણ મહારાષ્ટ્ર પ્રાંતના જિલ્લા અને રત્નાગિરી જિલ્લો છે. સિંધ પ્રાંતના કમીશનરના તાબામાં સિંધ પ્રાંત છે. કમીશનરોના તાબામાં કેટલીએક નાની નાની 'પોલીટીકલ એજન્સિ'ઓ પણ સોંપેલી છે. સઘળા કમીશનરો મુંબઈના ના. ગવર્નરના હુકમ મુજબ ચાલે છે.

કમીશનરોના તાબા હેઠળ દરેક જિલ્લામાં હકુમત ચલાવવાને 'કલેકટર' નીમેલા છે. તેઓ સરકાર તરફથી જમાબંદી વસુલ કરે છે. અને મુલકી, ફોજદારી તથા લોકોપયોગી દરેક કામ ઉપર નીઘાહ રાખે છે. વળી તેઓ પોતાના તાબાનાં નાનાં રજવાડાં ઉપર દેખરેખ

પણ રાખે છે. કલેકટરને મદદ કરવાને 'આસિસ્ટંટ કલેકટર' અને 'ડેપ્યુટી કલેક્ટર' હોય છે. તેઓને જિલ્લાના ભાગો સોંપવામાં આવે છે. વળી દરેક જિલ્લાના તાલુકામાં ભાગ કરેલા છે. દરેક તાલુકામાં એક મામલતદાર હકુમત ચલાવે છે અને તે કલેકટરના હુકમ મુજબ ચાલે છે. તે ઉપરાંત પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ, એન્જીનીઅર, પોસ્ટ માસ્તર જનરલ, વગેરે લોકલફંડીવટી ખાતાંના અમલદારો પણ હોય છે.

દરેક જીલ્લામાં ડિસ્ટ્રિક્ટ જડજ એટલે મુખ્ય ન્યાયાધીશ હોય છે, અને તેના હાથ નીચે આસીસ્ટંટ જડજ, સેસન્સ જડજ અને મુનસફો હોય છે. દવાખાના માટે સરજનો અને ડાકટરો પણ હોય છે.

---

## ૧. સિંધ પ્રાંત.

સિંધ પ્રાંત મુંબઈ ઈલાકાની ઉત્તરે અને વાયવ્ય ખુણામાં, બલુચિસ્તાન દેશ અને રજપુતાના પ્રાંતની વચ્ચે આવેલો છે. તેનું ક્ષેત્રફળ ૪૬,૯૯૬ ચોરસ મૈલ છે. ૧,૮૦૦ મૈલ લાંબી સિંધુ નદી આ પ્રાંતમાં વહે છે, તેથી તેનું નામ સિંધ પડેલું છે. તેમાં સને ૧૯૧૧ ના છેલ્લા વસ્તીપત્રક પ્રમાણે ૩૫,૧૩,૪૩૫ માણસની વસ્તી છે. એ પ્રાંતના લોકોને સિંધી લોક કહે છે, જેઓનો લગભગ પોણો ભાગ મુસલમાની ધર્મ પાળે છે, અને બાકીના હિંદુ છે. એ પ્રાંતની મુખ્ય ભાષા સિંધી અને બલુચી છે. સિંધમાં વરસાદ થોડો પડે છે; પરંતુ માર્ચથી સપ્ટેમ્બર માસ સુધીમાં હિમાલય પર્વતનું બરફ પીગળવાથી સિંધુ નદીમાં ભારે રેલ આવે છે અને પાણી આસ-

પાસના મુલકમાં ફરી વળે છે, તેથી ધરતી રસાળ બને છે, અને પુષ્કળ ધાન્ય પાકે છે. ખેતરોમાં પાણી પૂરૂં પાડવા માટે ઘણી નહેરો ખોદેલી છે. એ દેશના પશ્ચિમ ભાગમાં ડુંગરા છે, તેમાં ભરવાડોનાં ઘેટાંને માટે સારો ચારો ઉગે છે. પૂર્વ ભાગમાં મોટું થરપારકરનું રણ છે. ઉત્તર ભાગ ઉજ્જડ છે એ દેશનો દક્ષિણ ભાગ ખારવાળો છે, અને ત્યાંની હવા ઘણી રોગીલી છે

સિંધ પ્રાંતમાં ખેતીની પેદાશ સારી થાય છે. તેમાં મુખ્ય ઘઉં, જુવાર, બાજરી, ડાંગર, રૂ, તથા તેલીઆં બીઆં થાય છે. એ પ્રાંત ઉપર કમીશનર હુકુમત ચલાવે છે અને તેનો કરાંચીમાં મુકામ છે.

સિધ પ્રાંતના ચાર જિલ્લા અને બે પરગણામાં ભાગ કરવામાં આવેલા છે. વળી એમાં ખૈરપુર નામે એક દેશી સંસ્થાન છે, ત્યાંનો રાજા અમીર કહેવાય છે. હૈદ્રાબાદ શહેર જે સિંધુ નદીને કાંઠે આવેલું છે, તે સિંધ પ્રાંતની રાજધાની છે. એ પ્રાંતનું મુખ્ય બંદર કરાંચી છે. તે મુંબાઈથી ઉતરતું પણ બીજા નંબરનું બંદર છે. એમાં માટીનાં વાસણ, ચામડાની ચીજો, અને શેત્રંજીઓ બને છે.

---

## સિંધ પ્રાંતના વિભાગો અને શહેરો.

| જીલ્લા. | | | મુખ્ય શહેરો. |
|---|---|---|---|
| ૧. સક્કર... | ... | ... | સક્કર, શીકારપુર. |

| | | | |
|---|---|---|---|
| ૨ હૈદ્રાબાદ | ... | ... | હૈદ્રાબાદ, હાલા. |
| ૩. કરાંચી | ... | ... | કરાંચી, કોટ્રી ઠઠ્ઠા, લારખાના. |
| ૪. નવાબશાહ | ... | ... | નવાબશાહ |

## પરગણાં.

| | | |
|---|---|---|
| ૪. ઉપલો સરહદનો મુલક... | | જેકોબાબાદ. |
| ૫. થર અને પારકર | ... | અમરકોટ. |

## સંસ્થાન.

| | | | |
|---|---|---|---|
| ૬. ખૈરપુર .. | ... | ... | ખૈરપુર. |

## ૩. ગુજરાત પ્રાંત.

ગુજરાત પ્રાંત મુંબઈ ઈલાકાના મધ્ય ભાગમાં અરબી સમુદ્ર અને મધ્ય હિંદનાં સંસ્થાનોની વચ્ચે આવેલો છે. તેની ઉત્તરે કચ્છનું રણ, પૂર્વે માળવા અને ખાનદેશ, દક્ષિણે થાણા જીલ્લો અને પશ્ચિમે અરબી સમુદ્ર છે. એ પ્રાંતમાં મુખ્યત્વે કરીને ગુજરાતી હિંદુઓ વસે છે, અને ઘણા ખરા લોકો હિંદુ તથા જૈન ધર્મ પાળે છે. એ પ્રાંતની મુખ્ય ભાષા ગુજરાતી છે. અને તેની ધરતી ઘણી રસાળ અને ફળદ્રુપ છે. તેમાં કાઠીઆવાડના ભાગમાં ઘણા ડુંગરો છે. એ પ્રાંતમાં સાબરમતી, મહી, નર્મદા, તાપી, કીમ, પૂર્ણા, બનાસ અને સરસ્વતી નદીઓ વહે છે.

ગુજરાત પ્રાંતમાં ઘણાં દેશી રાજ્યો છે. એ પ્રાંતના સઘળા મળી ૧૪ વિભાગ કરવામાં આવેલા છે. એ વિભાગોમાં પાંચ જીલ્લા, ત્રણ દેશી સંસ્થાન અને છ એજન્સિઓ છે. અમદાવાદ શહેર, જે સાબરમતી નદી ઉપર આવેલું છે, તે ગુજરાત પ્રાંતની રાજધાની છે. ગુજરાત પ્રાંતનાં મુખ્ય બંદર દમણ, સુરત, ભરૂચ, ખંભાત, ઘોઘા, ભાવનગર, દીવ, વેરાવળ, પોરબંદર, દ્વારિકાં અને કચ્છ માંડવી છે. ગુજરાત પ્રાંતમાં બે મોટી લોઢાની સડક છે, એક "બોમ્બે બરોડા" અને બીજી "રજપુતાના માળવા." દેશી રાજાઓએ પણ પોત પોતાના મુલકોમાં કેટલીએક નાની લોઢાની સડક બાંધેલી છે. તેમાં વડોદરા ડભોઇ રેલવે, ભાવનગર ગોંડલ રેલવે તથા નડીઆદ-કપડવણજ રેલવે, મુખ્ય છે.

---

## ગુજરાત પ્રાંતના વિભાગો.

| જીલ્લા | સંસ્થાનો | એજન્સિ. |
|---|---|---|
| ૧. અમદાવાદ. | ૬. કચ્છ. | ૯. કાઠીઆવાડ. |
| ૨. ખેડા. | ૭. વડોદરા. | ૧૦. પાલનપુર. |
| ૩. પંચમહાલ. | ૮. ખંભાત. | ૧૧. મહીકાંઠા. |
| ૪. ભરૂચ. | | ૧૨. રેવાકાંઠા. |
| ૫. સુરત. | | ૧૩. પંચમહાલ. |
| | | ૧૪. સુરત. |

---

# (૧) અમદાવાદ જિલ્લો.

અમદાવાદ જીલ્લો ગુજરાત પ્રાંતના ઉત્તર ભાગમાં આવેલો છે. એની ઉત્તરે નામદાર ગાયકવાડનો મુલક છે. પૂર્વે ખેડા જિલ્લો છે, અને પશ્ચિમે તથા દક્ષિણે કાઠીઆવાડ પ્રાંત છે. એનો ઘણો ખરો મુલક સપાટ છે. સને ૧૯૧૧ ના છેલ્લા વસ્તીપત્રક પ્રમાણે વસ્તી ૮,૨૭,૮૦૯ માણસની છે. એનું ક્ષેત્રફળ ૩,૮૨૪ ચોરસ મૈલ છે અને એમાં મુખ્ય નદી સાબરમતી છે. એ જિલ્લામાં ખેતીવાડીનું કામ સારું ચાલે છે. એ જિલ્લાના સાત તાલુકા કરેલ છે. ૧. પ્રાંતીજ, ૨. વીરમગામ, ૩. ધોળકા, ૪. દસક્રોઈ, ૫. ધંધુકા, ૬. ઘોઘ, ૭ સાણંદ. પારડી અને મોડાસા બે પેટા તાલુકા છે. જિલ્લાની મુખ્ય પેદાશ રૂ, ગળી, તંબાકુ, દીવેલી, ડાંગર, ચણા અને શેરડી છે

અમદાવાદ જિલ્લાનું મુખ્ય શહેર અમદાવાદ છે. તે સાબરમતીને કાંઠે આવેલું છે. એ શહેરમાં આગલા વખતની ઘણી સુંદર ઇમારતો છે. મુસલમાની રાજ્યકાળમાં એ મુખ્ય પાટનગર હતું. એ શહેરમાં આર્ટસ્કુલ, મેડીકલ કૉલેજ, ટ્રેનીંગ સ્કુલો, મદ્રેસાઓ, રોજાઓ, મસીદો, તળાવો, હાઇસ્કુલો, અને કન્યાશાળાઓ સ્થાપેલાં છે, અને તેમને માટે શોભાયમાન મકાનો બાંધેલાં છે. એ શહેરમાં વળી રેશમી, કસબી તથા સુતરાઉ કાપડ વણાય છે. એમાં રૂની ઘણી મીલો અને કારખાનાં છે. ગુજરાતમાં એ વેપારનું આગળ પડતું મથક છે.

અમદાવાદ જીલ્લાનાં બીજાં મોટાં શહેરો વીરમગામ, ધોળકા,

ધોલેરા, ઘોઘા. પ્રાંતીજ, દસક્રોઈ, ધંધુકા, મોડાસા, પારડી, અને સાણંદ છે.

---

## (૨) ખેડા જિલ્લો.

ખેડા જીલ્લો અમદાવાદ જીલ્લાની પૂર્વે આવેલો છે. એનું ક્ષેત્રફળ ૧,૫૯૬ ચોરસ મૈલ છે. એની પૂર્વે અને દક્ષિણે મહી નદી છે. ઉત્તરે ગાયકવાડનો મુલક, અમદાવાદ જીલ્લો અને રેવાકાંઠા છે અને પશ્ચિમે ખંભાત સંસ્થાન અને અમદાવાદ જીલ્લો છે. એ જીલ્લાની જમીન સપાટ અને રસાળ છે. એમાં પણ ખેતી સારી થાય છે. તેની વસ્તી સને ૧૯૧૧ ના છેલ્લા વસ્તીપત્રક પ્રમાણે ૬,૯૧,૭૪૪ માણસની છે. એમાં મહી નદી મુખ્ય છે. એ સિવાય, વાત્રક, મેશ્વો, શેઢી, મોહોર, અને ખારી નદીઓ છે. એ જિલ્લાના પણ સાત તાલુકા કરેલા છે. કપડવણજ, ઠાસરા, નડીઆદ, મેહેમદાવાદ, માતર, આણંદ, અને બોરસદ. એમાં ખેડા, મહુધા, અને ઉમરેઠ પેટા તાલુકા છે. જીલ્લાની મુખ્ય પેદાશ બાજરી, જુવાર, ડાંગર, શેરડી અને તંબાકુ છે.

ખેડા જિલ્લાનું મુખ્ય શહેર ખેડા છે, જ્યાં કલેકટરની કચેરી છે; પણ એ જિલ્લાનું ઘણી વસ્તીવાળું અને વેપારમાં આગળ વધેલું શહેર નડીઆદ છે. એ ખેતીવાડી ખાતાનું મથક છે. ત્યાં એક હાઈસ્કુલ છે. ડાકોર જાત્રાના સ્થળ તરીકે સુપ્રસિદ્ધ છે. બીજાં મોટાં

શહેરો કપડવણજ, ડાકોર, ઉમરેઠ, બોરસદ, મેહેમદાવાદ, માતર, મહુધા અને બોરસદ છે.

---

## ( ૩ ) પંચમહાલ જિલ્લો.

પંચમહાલ જિલ્લો ખેડા જિલ્લાની પૂર્વે આવેલો છે. તેની વસ્તી સને ૧૯૧૧ ના છેલ્લા વસ્તીપત્રક પ્રમાણે ૩,૨૨,૬૯૫ માણસની છે. એનું ક્ષેત્રફળ ૧,૬૦૬ ચોરસ મૈલ છે. રેવાકાંઠા એજન્સિનો થોડો ભાગ વચ્ચે આવ્યાથી એ જિલ્લાના બે ભાગ થઇ ગયા છે. એક ભાગનું મુખ્ય શહેર ગોધરા છે. ત્યાં એક હાઈસ્કુલ છે. અને બીજા ભાગનું મુખ્ય શેહેર દાહોદ છે. એ જિલ્લાના ત્રણ તાલુકા કરેલા છે. એ જિલ્લાની જમીન ઉંચી નીચી અને વેરાન છે, તેથી ખેતીવાવાડીનું કામ સારૂં ચાલતું નથી. જિલ્લાની મુખ્ય પેદાશ મકાઈ, ચણા, તલ, અને મહુડાં છે. આ જીલ્લાનું સાગ તથા ઈમારતી લાકડું દેશપરદેશ ચઢે છે. મુખ્ય નદી મહી છે. એમાં ત્રણ તાલુકા છે, ગોધરા, કાલોલ, અને દાહોદ.

---

## ( ૪ ) ભરૂચ જિલ્લો.

ભરૂચ જિલ્લો ખેડા જિલ્લાની દક્ષિણે આવેલો છે. એની સને ૧૯૧૧ ના છેલ્લા વસ્તીપત્રક પ્રમાણે વસ્તી ૩,૦૬,૭૧૭ માણસની છે. એનું ક્ષેત્રફળ ૧,૪૬૮ ચોરસ મૈલ છે. એની પશ્ચિમે ખભાતનો અખાત છે. દક્ષિણે કીમ નદી છે. પૂર્વે ગાયકવાડનો મુલક અને ઉત્તરે મહી નદી છે. એ જિલ્લાની પશ્ચિમે

ખંભાતનો અખાત છે. એ અખાતમા નર્મદા અને કીમ નદી મળે છે. નર્મદા નદી ઘણી મોટી અને ઉંડી છે, તેથી એની મારફતે બહોળો વેપાર ચાલે છે. અગાઉ ભરૂચ એક સફરી બંદર હતું. પણ હવે તેની ખીલવણીનો પ્રયાસ થશે એમ લાગે છે. નર્મદા નદી ઉપર આગગાડી જવા આવવાને માટે એક મોટો પુલ બાંધવામાં આવેલો છે. એ જિલ્લાની જમીન ઘણી રસાળ છે, અને ખેતીવાડી સારી ચાલે છે. એની મુખ્ય પેદાશ રૂ છે. એ જિલ્લાના પાંચ તાલુકા કરેલા છે. ભરૂચ, અંકલેશ્વર, વાગરા, આમોદ, અને જંબુસર.

ભરૂચ જિલ્લાનું મુખ્ય શહેર ભરૂચ છે. ત્યાં હાઇસ્કુલ છે. એ નર્મદા નદીના મુખ આગળ આવેલું છે. એ શહેર વેપારનું મુખ્ય શહેર હોવાથી ત્યાં વેપારરોજગાર સારો ચાલે છે. બીજાં મોટાં શહેરો અંકલેશ્વર, હાંસોટ, વાગરા, આમોદ અને જંબુસર છે.

---

## (૫) સુરત જિલ્લો.

સુરત જિલ્લો ભરૂચ જિલ્લાની દક્ષિણે આવેલો છે. એની ઉત્તરે કીમ નદી છે. એની પશ્ચિમે ખંભાતનો અખાત અને અરબી સમુદ્ર છે, અને પૂર્વે ગાયકવાડનો મૂલક તથા વાંસદા અને ધરમપોરનાં રાજ્યો છે એ જિલ્લાની જમીન ૧,૬૫૧ ચોરસ મૈલ છે. એમાં સને ૧૯૧૧ ના છેલ્લા વસ્તીપત્રક પ્રમાણે ૬,૫૪,૧૦૯ માણસની વસ્તી છે. એ જિલ્લાની જમીન ઘણી ખરી સપાટ અને રસાળ છે. એમાં મુખ્ય નદીઓ તાપી, કીમ, અને પૂર્ણા છે. એ સિવાય બીજી નાની નદીઓ છે. એ જિલ્લાની મુખ્ય પેદાશ રૂ,

જુવાર, ઘઉં, દીવેલી, અને શેરડી છે. એ જિલ્લાના આઠ તાલુકા કરેલા છેઃ પારડી, વલસાડ, ચીખલી, જલાલપોર, બારડોલી. ચોરાશી, અને ઓરપાડ.

સુરત જિલ્લાનું મુખ્ય શહેર સુરત છે. એ તાપી નદીના મુખ આગળ આવેલું છે. તાપી નદી ઉપર એક પુલ બાંધવામાં આવેલો છે. તેને હોપ પુલ કહે છે, ને તે જોવા લાયક છે. એમાં દોઢ લાખ માણસની વસ્તી છે. એમાં ઘણી નિશાળો અને કારખાનાં છે. એ શહેરમાં આગળ ઘણી વસ્તી હતી અને એ પશ્ચિમ હિંદુસ્તાનનું સર્વથી મોટું બંદર ગણાતું હતું. એમાં પહેલાં બહોળો વેપાર ચાલતો હતો. ઘણી ખરી પરદેશી વેપારી પ્રજાની અહીં કોઠી હતી, પરંતુ વારંવારની મોટી મોટી આગોથી અને વેપારનું મુખ્ય મથક મુંબઈ થયાથી, એ શહેરનો વેપાર તુટી ગયો છે. અહીંનું કસબી અને જરી ટપકીનું કાપડ તથા ભરત કામ વખણાય છે. સુરત બરફી માટે જાણીતું છે.

સુરત જિલ્લાનાં બીજાં શહેરો રાંદેર, ઓરપાડ, માંડવી. બારડોલી, જલાલપોર, ચીખલી, વલસાડ, પારડી અને ઉદ-વાડા છે.

---

## ( ૬ ) કચ્છ સંસ્થાન.

કચ્છ પ્રાંત સિંધ અને કાઠીઆવાડની વચ્ચે છે. એની ઉત્તરે મોટું રેતીનું મેદાન છે. તેને કચ્છનું રણ કહે છે. એ રણ ચોમાસામાં પાણીથી ભરપૂર હોય છે. એ દેશનો દક્ષિણ ભાગ સપાટ છે,

અને જમીન રસાળ છે. રણ બાદ કરતાં તેનું ક્ષેત્રફળ ૭,૬૧૬ ચોરસ મૈલ છે. એમાં ૧૯૧૧ ના છેલ્લા વસ્તીપત્રક પ્રમાણે ૫,૧૩,૪૨૯ માણસની વસ્તી છે. એના ઉત્તર અને મધ્ય ભાગમાં ડુંગરા આવેલા છે. એ દેશમાં કોઈ મોટી નદી નથી. કચ્છમાં હિંદુ રાજા છે. તે 'રાવ'ના નામથી ઓળખાય છે. કચ્છની સોના રૂપાની નકશીદાર કારીગિરીઓ ઘણી વખણાય છે, અને એ દેશમાં સુતરાઉ કસબી અને રેશમી કાપડ વણવાનાં કારખાનાં છે. એ સંસ્થાનમાં એકે નદી નથી. પરંતુ કેટલાક પાણીના વેહેળા છે, તે ચોમાસામાં પાણીથી ભરેલા રહે છે. કચ્છમાં વરસાદ ઓછો પડે છે.

કચ્છની રાજધાની ભુજ છે. તેને સને ૧૬૦૫ માં રાવશ્રી ખેંગારજીએ વસાવ્યું હતું. એમાં છેલ્લા વસ્તીપત્રક પ્રમાણે ૨૧,૫૭૯ માણસની વસ્તી છે. પોલીટીકલ એજન્ટ પણ ભુજમાં રહે છે. ત્યાં નાની ઇંગ્રેજી લશ્કરની છાવણી પણ છે. એ શહેરમાં કેળવણી આપવાનું કામ ઘણું સારૂં ચાલે છે, અને તેને માટે કેટલીએક નિશાળો સ્થાપાયેલી છે. કચ્છનું વેપારનું મુખ્ય મથક માંડવી બંદર છે. તેમાં ૨૪,૨૩૫ માણસની વસ્તી છે. તે સિવાય અંજાર અને જખનો પણ બદર છે. મુંદરા એક શહેર છે કચ્છમાંથી ઘોડા, ગાય, બળદ, ઊંટ, ઘી, તેલ, વગેરે પરદેશ ખાતે જાય છે. ફટકડી અને સુરોખાર એ દેશમાં જડે છે. ત્યાં કોલસાની ખાણો છે, પરંતુ તેને ખોદી કાઢવાનું કામ ચાલતું નથી.

---

## (૭) ખંભાત સંસ્થાન.

ખંભાત સંસ્થાનની ઉત્તરે અને પૂર્વે મહી નદી છે, ખેડા

જીલ્લો અને અગ્નિ કોણમાં ગાયકવાડનો મુલક, દક્ષિણે ખંભાતનો અખાત, અને પશ્ચિમે અમદાવાદ જિલ્લો તથા સાબરમતી નદી છે. એ સંસ્થાનનો હાકેમ એક મુગલ છે. તે નવાબને નામે ઓળખાય છે. એ સંસ્થાનનો પોલીટીકલ એજન્ટ ખેડાનો કલેકટર છે. એનું ક્ષેત્રફળ ૩૫૦ ચોરસ મૈલ છે. તેની સને ૧૯૧૧ ના છેલ્લા વસ્તીપત્રક પ્રમાણે ૭૨,૬૫૬ માણસની વસ્તી છે.

એ સંસ્થાનનું મુખ્ય શહેર ખંભાત છે, અને તે મહી નદીના મુખ આગળ આવેલું છે. ત્યાં અકીકના પથરા સાફ કરીને તેનાં જુદાં જુદાં રૂપા બનાવવામાં આવે છે. રેલવે નહોતી ત્યારે ખંભાત એક મોટું બંદર હતું. એનુ બીજું મોટું ગામ તારાપુર છે.

---

## (૮) વડોદરા સંસ્થાન.

વડોદરા સંસ્થાનના ભાગો ગુજરાત પ્રાંતમાં ઘણા વિખરાતા અને બીજાં રાજ્યો જોડે ભેળાઈ ગયલા છે. ઉત્તરે ખેડા જીલ્લો, પૂર્વે રેવાકાંઠા એજન્સી, અને પંચમહાલ જીલ્લો, પશ્ચિમે ખંભાત સંસ્થાન અને ખેડા જીલ્લો તથા દક્ષિણે ભરૂચ જીલ્લો છે. એ રાજ્યનું ક્ષેત્રફળ ૮,૨૨૬ ચોરસ મૈલ છે. તેની સને ૧૯૧૧ ના છેલ્લા વસ્તીપત્રક પ્રમાણે વસ્તી ૨૦,૩૨,૭૯૯ માણસની છે. મુંબઈ ઈલાકાનાં દેશી રાજ્યોમાં એ સર્વેથી મોટું રાજ્ય ગણાય છે. એ રાજ્ય અગાઉ મુંબઈના ગવર્નરના તાબામાં હતું, પણ થોડાં વર્ષ થયાં હિંદુસ્તાનના નામદાર ગવર્નર જનરલના તાબા હેઠળ મુકાયલું છે. એ નામદારનો એક રેસીડેન્ટ એ સંસ્થાનની દેખરેખ રાખે છે. ત્યાં અંગ્રેજી ફોજ રહે છે. એ રાજ્યના ચાર મુખ્ય પ્રાંતો છેઃ વડોદરા,

**કડી, નવસારી, અને અમરેલી.** તેના ૫ મહાલોમાં વિભાગ કરેલા છે. આ રાજ્યમાં પ્રાથમિક કેળવણી મફત અપાય છે. તેમ લોકને રાજકાજમાં વધુ હિસ્સો આપવાના ઉદ્દેશથી ધારાસભા પણ સ્થાપાયલી છે અને લોકપ્રતિનિધિઓથી તેનું કામ ચાલે છે. હિંદુસ્થાનનાં દેશી રાજ્યોમાં આ એક આગળ પડતું સંસ્થાન ગણાય છે.

વડોદરા સંસ્થાનનું મુખ્ય શહેર વડોદરા છે. એ વિશ્વામિત્રી નદીને કાંઠે આવેલું છે. તેમાં મહારાજા ગાયકવાડ રહે છે; તેમણે શહેરમાં કેટલીએક સુંદર ઈમારત અને કેળવણી આપવાનાં શોભાયમાન મકાન બાંધેલાં છે. એ સંસ્થાનનાં બીજાં મોટાં શહેરો **નવસારી, ગણદેવી, બીલીમોરા, પેટલાદ,** વાગરા, ડભોઈ, **અમરેલી, દામનગર, દ્વારિકાં, પાટણ, મેસાણા, કડી, અને સિદ્ધપુર** છે. ધીરે ધીરે વેપારવણજમાં આ રાજ્ય આગળ વધતું જાય છે. તેમાં વણાટનું, રંગવાનું, ખરાદીનું કામ વખણાય છે. મોતીપુરામાં કાચા આરસ પહાણની પણ ખાણ છે.

## (૯) કાઠીઆવાડ એજન્સિ.

કાઠીઆવાડ મુંબઇ ઇલાકાની પશ્ચિમે કચ્છ અને ખંભાતના અખાતની વચ્ચે એક મોટો દ્વીપકલ્પ છે. એની પૂર્વે અમદાવાદ જિલ્લો અને ખંભાતનો અખાત છે. દક્ષિણે અને પશ્ચિમે અરબી સમુદ્ર, અને ઉત્તરે કચ્છી રણ છે. ગાયકવાડનો મુલક બાદ કરતાં તેનું ક્ષેત્રફળ ૨૦,૯૧૧ ચોરસ માઇલ છે. તેની સને ૧૯૧૧ ના છેલ્લા વસ્તીપત્રક પ્રમાણે ૨૪,૯૬,૦૫૭ માણસની વસ્તી છે. એમાં ગિરનાર નામે એક પર્વત છે. બર્ડા અને ચોટીલાના ડુંગરો છે. એમાં

કોઇ મોટી નદી વહેતી નથી. ભાદર નામની એક નદી પ્રમાણમાં કંઈક મોટી છે. એના રાજકાજના બંદોબસ્ત માટે અંગ્રેજ સરકાર તરફથી એક એજન્ટ ટુ ધી ગવરનર રહે છે, જેની કચેરી રાજકોટ શહેરમાં છે. એ એજન્સિના ચાર ભાગો કરેલા છે. દરેક ભાગ એક એક પોલીટીકલ એજન્ટની દેખરેખ હેઠળ છે.

કાઠીઆવાડમાંથી રૂ, ઊન, ઘી, ગોળ, ઘોડા, ઢોર, મુંબઈ તથા બીજાં બંદર ખાતે ચઢે છે.

| એજન્સીના ભાગો. | આ૦ પો૦ એજન્ટનું મથક. |
|---|---|
| ૧. ઝાલાવાડ પ્રાંત. (ઉત્તરમાં) | વઢવાણ. |
| ૨. ગોહેલવાડ પ્રાંત. ( પૂર્વે ) | સોનગઢ. |
| ૩. સોરઠ પ્રાંત. (દક્ષિણમાં) | માણેકવાડા. |
| ૪. હાલાર પ્રાંત. (પશ્ચિમમાં) | રાજકોટ. |

કાઠીઆવાડમાં નાનાં મોટાં મળીને કુલ ૨૧૮ સંસ્થાનો છે, જેમાં નાં મુખ્ય નીચે જણાવેલાં છે. એ સંસ્થાનોના રાજા એ જ નામનાં શહેરોમાં રાજધાની કરી રહે છે. એ મુખ્ય સંસ્થાનોમાં ભાવનગરનું સંસ્થાન કેળવણી અને વેપારમાં સર્વથી આગળ વધેલું છે. જુનાગઢ, જામનગર અને ગોંડલ પણ હવે વધવા માંડયાં છે. કાઠીઆવાડમાં હીંદુ લોકોનાં મોટાં તીર્થ છે, તેમાં દ્વારિકાં, સોમનાથ કે પ્રભાસપાટણ, તથા પાલીતાણા, મુખ્ય છે. એમાં છેલ્લું શ્રાવક લોકનું તીર્થ છે. એમાં ભાવનગર, વેરાવળ, આદિ બંદરો છે.

---

## મુખ્ય દેશી રાજ્યો.

| | |
|---|---|
| ૧. જુનાગઢ | ૮. રાજકોટ. |
| ૨. નવાનગર. | ૯. ગોંડળ. |
| ૩. ભાવનગર. | ૧૦. લાઠી. |
| ૪. ધ્રાંગધ્રા. | ૧૧. વઢવાણ |
| ૫. પોરબંદર. | ૧૨. વાંકાનેર. |
| ૬ મોરબી. | ૧૩. માંગરોળ. |
| ૭. લીમડી. | ૧૪. પાલીતાણા. |

## (૧૦) પાલનપુર એજન્સિ.

પાલનપુર એજન્સિ ગુજરાત પ્રાંતમાં છેક ઉત્તરે છે. એની ઉત્તરે મારવાડ અને શીરોહી, દક્ષિણે ગાયકવાડનો મુલક, પૂર્વે શીરોહી અને મહીકાંઠા એજન્સિ અને પશ્ચિમે કચ્છનું રણ છે. એનું ક્ષેત્રફળ ૬,૩૯૩ ચોરસ મૈલ છે. તેમાં સને ૧૯૧૧ ના છેલ્લા વસ્તીપત્રક પ્રમાણે ૫,૧૫,૦૯૨ માણસની વસ્તી છે. એ એજન્સિમાં **બનાસ** અને **સરસ્વતી** નદી વહે છે. એની મુખ્ય પેદાશ રૂ, શેરડી અને ડાંગર છે. એમાં ૧૧ સંસ્થાનો છે, અને તેમાં પાલનપુર અને રાધનપુર મુખ્ય છે.

પાલનપુર એજન્સિનાં મુખ્ય શહેરો પાલનપુર, ડીસા અને રાધનપુર છે. પાલનપુરનો રાજા દીવાન કહેવાય છે. પાલનપુરમાં પોલીટીકલ એજન્ટ રહે છે; અને ડીસામાં અંગ્રેજી લશ્કરની છાવણી છે, અને પાલનપુર રેલવે સ્ટેશન છે.

## (૧૧) મહીકાંઠા એજન્સિ.

મહીકાંઠા એજન્સિ ગુજરાત પ્રાંતના ઈશાન ખુણામાં અમદાવાદ અને ખેડા જીલ્લાની ઉત્તરે છે. એની ઉત્તરે આબુના ડુંગરો, પશ્ચિમે ગાયકવાડનો મુલક અને પાલનપુર એજન્સિ, દક્ષિણે અમદાવાદ, તથા ખેડા જીલ્લો અને રેવાકાંઠા એજન્સિ, અને પૂર્વે મેવાડનો પાહાડી મુલક છે. એનું ક્ષેત્રફળ ૩,૧૨૪ ચોરસ મૈલ છે. એમાં સને ૧૯૧૧ ના છેલ્લા વસ્તીપત્રક પ્રમાણે ૪,૩૨,૬૩૧ માણસની વસ્તી છે. એ એજન્સિમાં સાબરમતી નદી વહે છે. એના ૫૯ ભાગ કરેલા છે, અને એમાં નાના મોટા મળી ૪૮ રાજા અને ઠાકોરો છે. એમાંના કેટલાક રાજાઓ ગાયકવાડને, કેટલાક ઇડર સંસ્થાનને અને કેટલાક અંગ્રેજ સરકારને ખંડણી આપે છે, અને મુખ્ય સંસ્થાન ઈડર છે. એ એજન્સિનું મુખ્ય શહેર સાદરા છે. ત્યાં પોલીટીકલ એજન્ટ રહે છે. તેમાં અહ્મદનગર, ઈડર, દાંતા, વિગેરે બીજાં શહેરો છે.

---

## (૧૨) રેવાકાંઠા એજન્સિ.

રેવાકાંઠા એજન્સિ ગુજરાત પ્રાંતની પૂર્વે છે. એની ઉત્તરે મહીકાંઠા, અને રજપૂતાના, પૂર્વે મધ્ય હિંદુસ્થાન અને ખાનદેશ, દક્ષિણે ગાયકવાડનો મૂલક અને સુરત જીલ્લો, પશ્ચિમે ગાયકવાડનો મૂલક અને ભરૂચ, ખેડા, તથા પંચમહાલ જીલ્લા આવેલા છે. એનું ક્ષેત્રફળ ૪,૯૫૬ ચોરસ મૈલ છે. એમાં સને ૧૯૧૧ ના છેલ્લા વસ્તીપત્રક પ્રમાણે ૬,૬૫,૦૯૯ માણસની વસ્તી છે. એ એજન્સિમાં

રાજપીપલા નામે પર્વત છે. અને મહી અને નર્મદા નદી વહે છે. એ એજન્સિમાં છ મુખ્ય સંસ્થાનો છેઃ—

૧. રાજપીપળા; ૨. છોટા ઉદેપુરઃ ૩. બારીઆ; ૪. લુણાવાડા; ૫. સુથ; ૬. વાડાસિનોર; એ સિવાય કડાણા, સંજેલા, ભાદરવા, રામપુર, અને ઉમીટા એ નાનાં સંસ્થાનો છે. રાજપીપળા સંસ્થાન સર્વથી મોટું છે, અને તેમાં મુખ્ય શહેર નાંદોદ છે. પંચમહાલનો કલેકટર આ એજન્સિના પોલીટીકલ એજન્ટ છે.

---

## (૧૩) પંચમહાલ એજન્સિ.

પંચમહાલ એજન્સિ પંચમહાલ જીલ્લાની દક્ષિણે છે. એમાં મુખ્ય સંસ્થાન નારૂકોટ છે. એ એજન્સિ પંચમહાલના કલેકટરના તાબામાં છે. એની હવા સારી નથી. અહીંથી ઇમારતી લાકડું દેશ પરદેશ જાય છે.

---

## (૧૪) સુરત એજન્સિ.

સુરત એજન્સિનાં ત્રણ નાનાં સંસ્થાન છે. એ સુરત જીલ્લામાં છુટાં છુટાં આવેલાં છે. એ સંસ્થાનો સચીન, વાંસદા અને ધરમપુર છે. સુરતનો કલેકટર એ સંસ્થાનોનો પોલીટીકલ એજંટ છે. આ એજન્સિમાં બે કસ્બા તથા ૩૭૮ ગામ છે. સને ૧૯૧૧ ના છેલ્લા વસ્તીપત્રક પ્રમાણે એની ૨,૦૭,૮૩૭ માણસની વસ્તી છે. એનું ક્ષેત્રફળ ૧,૯૫૭ ચોરસ મૈલ છે. એમાં ઇમારતી લાકડાંનો તથા

ઘીસમંનો વેપાર ઠીક ચાલે છે. લોકો સાદડી અને ખાટલાની પાટી વણે છે. એમાં ડુમસ હવા ખાવાનું સ્થળ છે.

---

## ગુજરાત પ્રાંતનાં મુખ્ય શહેરો.

| | | | |
|---|---|---|---|
| ૧. | અમદાવાદ. | ૧૫. | ભુજ. |
| ૨. | ઈડર. | ૧૬. | માંડવી. |
| ૩. | વીરમગામ. | ૧૭. | ભાવનગર. |
| ૪. | મહેમદાવાદ. | ૧૮. | જુનાગઢ. |
| ૫. | ખેડા. | ૧૯. | વેરાવળ. |
| ૬. | નડીઆદ. | ૨૦. | જામનગર. |
| ૭. | ખંભાત. | ૨૧. | પોરબંદર. |
| ૮. | ગોધરા. | ૨૨. | ગોંડળ. |
| ૯. | દાહોદ | ૨૩. | રાજકોટ. |
| ૧૦. | વડોદરા. | ૨૪. | વાંકાનેર. |
| ૧૧. | ભરૂચ. | ૨૫. | વઢવાણ. |
| ૧૨. | સુરત. | ૨૬. | પાલનપુર. |
| ૧૩. | વલસાડ. | ૨૭. | પાટણ. |
| ૧૪. | નવસારી. | ૨૮. | પાલીતાણા. |

---

## હવાખાવાનાં ઠેકાણાં

૧. આબુ; ૨. ડુમસ; અને ૩. ઉમરાઠ.

## જાત્રાનાં સ્થળો.

૧. દ્વારકા; ૨. પ્રભાસપાટણ; ૩. ગિરિનાર; ૪. પાલીતાણા; ૫. અંબાજી; ૬. આબુ; ૭. સિદ્ધપુર; ૮. ડાકોર; ૯. પાવાગઢ; ૧૦. ચાંદોદ; અને ૧૧. કરનાળી.

## ૩. કોકણ પ્રાંત.

કોકણ પ્રાંત અરબી સમુદ્ર અને સહ્યાદ્રિ પર્વતની વચ્ચેનો લાંબો સાંકડી પટી જેવો મૂલક છે. તે ઉત્તરે ગુજરાત પ્રાંતની દક્ષિણ હદથી તે દક્ષિણે ફીરંગી લોકોના ગોવા પ્રાંત સુધી લંબાયલો છે. એ આખો પ્રાંત સમુદ્રના કિનારાની પાસેના થોડા ભાગ સિવાય નાના નાના ડુંગરોની હારથી અને ખાણોથી ભરપૂર છે, અને એમાં મોટાં જંગલો છે. એમાં ખેતીવાડીનું કામ સારૂં ચાલતું નથી. કોકણ પ્રાંતમાં ઘણા ખરા લોકો મરેઠી હિંદુઓ છે, અને તેમની ભાષા મરાઠી છે. એ પ્રાંતમાં નાની નાની નદીઓ ઘણી છે. કોકણ પ્રાંતની મુખ્ય પેદાશ ડાંગર, નાળીએર અને શેરડી છે. હવા ભેજવાળી હોવાથી એમાં ઝાડ ઘણાં થાય છે. અહીંનો સાગ ઘણો જ કીંમતી ગણાય છે.

કોકણ પ્રાંતના સાત વિભાગ કરેલા છે. તેમાં ચાર જિલ્લા અને ત્રણ દેશી સંસ્થાનો છે. મુંબઈ બેટ પણ એક જિલ્લો ગણાય છે. કોકણ પ્રાંતનાં મુખ્ય બંદર મુંબઈ, રત્નાગિરી, વિંગોર્લા અને હર્નાઈ છે.

---

## કોંકણ પ્રાંતના વિભાગો અને શહેરો.

| જીલ્લા. | | મુખ્ય શહેરો. |
|---|---|---|
| ૧. મુંબઈ બેટ | ... ... | મુંબઈ. |
| ૨. થાણા જીલ્લો | ... ... | થાણા; વાંદરા; વસઇ; કલ્યાણ; કુરલા; ભીવંડી. |
| ૩. કોલાબા જીલ્લો | ... | અલીબાગ, પનવેલ, ઉરણ. |
| ૪. રત્નાગિરી જીલ્લો | ... | રત્નાગિરી; વિંગોર્લા; હર્નાઇ માલવણ. |

---

## દેશી સંસ્થાનો.

| | | |
|---|---|---|
| ૫. ઝવાર | ... ... | ઝવાર. |
| ૬. જંજીરા | ... .. | જંજીરા. |
| ૭. સાવંતવાડી | ... ... | સાવંતવાડી. |

ઝવાર સંસ્થાન થાણા જિલ્લાના મધ્ય ભાગમાં આવેલું છે અને થાણાનો કલેકટર તે સંસ્થાનનો પોલીટીકલ એજન્ટ છે. જંજીરા સંસ્થાન કોલાબા જિલ્લાની પશ્ચિમે અરબી સમુદ્રને કાંઠે છે, અને સાવંતવાડી સંસ્થાન રત્નાગિરિ જિલ્લાની દક્ષિણે છે. એમાં પોલીટીકલ એજંટ રહે છે.

---

## ૪. દક્ષિણ પ્રાંત.

દક્ષિણ પ્રાંત સહ્યાદ્રિ પર્વત અને હૈદ્રાબાદ પ્રાંતની વચ્ચોવચ આ-

વેલો છે. એ પ્રાંતમાં ગોદાવરી, નીરા, ભીમા, કૃષ્ણા અને તુંગભદ્રા નદીઓ વહે છે. તે સઘળી નદીઓ પશ્ચિમ ઘાટમાંથી નિકળે છે. નદી કાંઠાની જમીન ઘણી રસાળ છે, પરંતુ હવા ભેજ વગરની છે અને વરસાદ નિયમસર આવતો નથી, અને ઘણો જ થોડો આવે છે, તેથી એ પ્રાંતના કોઈ કોઈ ભાગમાં વારંવાર દુકાળ પડે છે. આથી હવે નીરાની મોટી ૧૧૦ મૈલની નહેર બાંધવામાં આવે છે. એ ઉપરાંત ગોદાવરીની મોટી નહેર પણ એમાં છે. એ પ્રાંતમાં મુખ્ય વસ્તી મરેઠી હિંદુઓની છે, અને મુખ્ય ભાષા મરાઠી છે. મુંબઇની જી. આ. પી. રેલવે ખાનદેશ જીલ્લામાં થઈને જાય છે. આ ભાગમાં શેરડી, તંબાકુ, મહુડાં, અને અળશીનો પાક મુખ્ય છે.

દક્ષિણ પ્રાંતના દશ ભાગ કરેલા છે; તેમાં છ જીલ્લા છે, બે દેશી સંસ્થાનો છે, અને બે એજન્સિઓ છે. પુણા શેહેર દક્ષિણ પ્રાંતની રાજધાની છે. એ શહેરમાં આગળ મરેઠી પેશ્વાની રાજગાદી હતી. હાલ ચોમાસામાં મુંબઈના નામદાર ગવર્નર પુનામાં જઈ રહે છે, કારણ કે એ વખતે ત્યાંની હવા ઘણી સારી હોય છે. આ પ્રાંતમા મહાબળેશ્વર હવા ખાવાનું મુખ્ય સ્થળ છે.

---

## દક્ષિણ પ્રાંતોના વિભાગો અને શહેરો.

| જીલ્લા | મુખ્ય શહેરો. |
|---|---|
| ૧. ખાનદેશ ... ... ... | ધુળિયા; ધારંગામ; નંદરબાર; અમલનેર; ભુસાવળ; જલગામ. |
| ૨. નાશક ... ... ... | નાશક; માલેગામ. |

૩. અહ્મદનગર ... ... અહ્મદનગર; સંગમનેર; યેવલા.
૪. પુણા ... ... ... પુણા, બારામતી, જુન્નર, ખડકી.
૫. સતારા ... ... ... સતારા; મહાબલેશ્વર; કરાડ.
૬. શોલાપુર ... ... ... શોલાપુર; બારસી; પંઢરપુર.

**સંસ્થાન.**

૭. પેંઠ ... ... ... પેઠ
૮. અક્કલકોટ ... ... અકલકોટ.

**એજન્સિ.**

૯. ખાનદેશ.
૧૦. સતારા ... ... ભોર, ફલટન, ઔંધ, જત.

પેંઠ સંસ્થાન નાશિક જીલ્લાની પશ્ચિમે છે. એ નાશકના કલેક્ટરના તાબા હેઠળ છે. અકલકોટ સંસ્થાન શોલાપુર જીલ્લાની પૂર્વે છે. ખાનદેશ એજન્સિનાં સંસ્થાનો ખાનદેશ જીલ્લામાં અને સતારા એજન્સિનાં સંસ્થાનો સતારા જીલ્લામાં છે.

---

# ૫. દક્ષિણ મહારાષ્ટ્ર પ્રાંત.

દક્ષિણ મહારાષ્ટ્ર પ્રાંત દક્ષિણ પ્રાંતની દક્ષિણે છે. એની પશ્ચિમે કોંકણ પ્રાંત, ગોવા અને અરબી સમુદ્ર છે; અને પૂર્વે હૈદરાબાદ પ્રાંત અને મદ્રાસ ઇલાકો છે. અસલના મહારાષ્ટ્ર અને કર્ણાટક પ્રાંતના કેટલાક ભાગો મળીને આ દેશ થયેલો છે. એ પ્રાંતના પશ્ચિમ ભાગમાં ડુંગરોની હાર અને જંગલો છે. પણ પૂર્વ

તરફનો ભાગ સપાટ ને રસાળ છે. એ ભૂમિ કાળી અને રૂ પાકે એવી છે. તેમાં ખેતી બહુ સારી થાય છે. નાળીએરી, સોપારી અને શેરડી, એ તેના મુખ્ય પાક છે. એ પ્રાંતમાં **ભીમા**, કૃષ્ણા અને તુંગભદ્રા નદી વહે છે. એ પ્રાંતની મુખ્ય ભાષા **મરાઠી** અને કાનરી છે.

દક્ષિણ મહારાષ્ટ્ર પ્રાંતના સાત ભાગ કરેલા છે: તેમાં ચાર જીલ્લા છે, બે દેશી સંસ્થાના છે, અને એક એજન્સિ છે. ધારવાડ શહેર એ પ્રાંતની રાજધાની છે. એ પ્રાંતનાં મુખ્ય બંદર કારવાડ; કુમટા અને હોનાવર છે.

---

## ૬. દક્ષિણ મહારાષ્ટ્ર પ્રાંતના વિભાગો અને શહેરો.

| જીલ્લા. | મુખ્ય શેહેર. |
|---|---|
| ૧. વિજાપુર .. .. ... ... | કલાદગી; વીજાપુર; બાગલકોટ. |
| ૨. બેલગામ .. ... ... | બેલગામ. |
| ૩. ધારવાડ .. ... . .. | ધારવાડ; હુબ્લી. |
| ૪. ઉત્તરકાનડા ... ... ... | કારવાડ; કુમટા; હોનાવર. |

**સંસ્થાન.**

| | |
|---|---|
| ૫. કોલાપુર ... ... .. | કોલાપુર, ઇચલકરંજી. |
| ૬. સાવનુર ... ... ... | સાવનુર. |

એજન્સિ.

૭. દક્ષિણ મરાઠા જાગીર ... ... સાંગલી, જમખંડી, મીરજ, કુરૂંદવાડ, મુધોળ, રામદુર્ગ.

---

## ફીરંગીનાં સંસ્થાનો.

અરબી સમુદ્રના કાંઠા ઉપર આ સંસ્થાનો આવેલાં છે. ૧. દિવ; ૨. દમણ; અને ૩. ગોવા. અહીં પોર્ટુગાલનું પ્રજાસત્તાક રાજ્ય ચાલે છે.

---

પ્રકરણ ૪ થું.

# હિંદુસ્તાન (બ્રહ્મદેશ સહિત.)

## ૧. હિંદુસ્તાનની સીમા વગેરે.

હિંદુસ્તાન એશિયા ખંડની દક્ષિણે એક મોટો દેશ છે. તે લગભગ દ્વીપકલ્પ જેવો જણાય છે. બ્રહ્મદેશ* પ્રાત સિવાય હિંદુસ્તાનની વત્તામાં વત્તી લંબાઈ ૧,૯૦૦ મૈલ અને પોહોળાઈ ૧,૮૦૦

---

* આખા બ્રહ્મદેશ પ્રાંતને હાલમાં અંગ્રેજી રાજ્ય સાથે જોડી દેવામાં આવેલો છે, અને તે હિંદુસ્તાનના નામદાર ગવર્નર જનરલના તાબા હેઠળ છે. તેથી એને હિંદુસ્તાનમાં ગણેલો છે. એમાં લેફ્ટેનન્ટ ગવર્નરનો અમલ ચાલે છે.

મૈલ છે. એનું ક્ષેત્રફળ ૭,૬૬,૬૪૨ ચોરસ મૈલ છે, અને એમાં વસ્તી સુમારે ૨૮,૬૦,૦૦,૦૦૦ માણુસની છે. વસ્તીમાં એ દુનીયામાં ચીનથી ઉતરતો છે. એ ક્ષેત્રફળના ⅔ તથા એ વસ્તીનો ⅘ ભાગ અંગ્રેજી રાજ્યની સત્તા નીચે છે. અને બાકીનો દેશી રાજ્યોના તાબામાં છે. હિંદુસ્તાન આકારે દ્વિપકલ્પ છે. એનું મૂળ નામ ભરત ખંડ હતું, પણ મુસલમાનોએ હિંદુસ્થાન નામ પાડયું.

**સીમા**—હિંદુસ્તાનની ઉત્તરે હિંદુકુશ, કર્કોરામ અને **હિમાલય** પર્વતો છે, જે એને તુર્કસ્તાન અને તિબેટથી જુદો પાડે છે. પશ્ચિમે **અફ્ઘાનિસ્તાન** અને **બલુચિસ્તાન** દેશો અને **અરબી સમુદ્ર** છે. દક્ષિણે **હિંદી મહાસાગર** અને મલાયાનો દ્વીપકલ્પ છે; અને પૂર્વે **બંગાળાનો અખાત**, **બ્રહ્મદેશ**, **સિયામ** પ્રાંત અને **ચીન** દેશ છે.

**કિનારાની લંબાઈ**—હિંદના કીનારાની લંબાઈ આશરે ૩,૦૦૦ મૈલ છે અને બ્રહ્મદેશની સાથે લેતાં ૪,૦૦૦ કરતાં વધારે મૈલ છે.

**ઋતુ અને હવા**—હિંદુસ્તાનમાં ત્રણ ઋતુ માલમ પડે છે: ૧. ઉનાળો, એટલે ગરમીની મોસમ, ૨. શિયાળો એટલે ઠંડીની મોસમ, ૩. ચોમાસું, એટલે વરસાદ અથવા શરદીની મોસમ. માર્ચ મહીનાથી જુન મહીના સુધી ગરમી પડે છે; જુનથી અકટોબર સુધી વરસાદ પડે છે; અને નવેમ્બરથી ફેબ્રુઆરી સુધી ઠંડી પડે છે; હિંદુસ્તાનના મધ્ય અને દક્ષિણ ભાગમાં ગરમી ઘણી પડે છે; ઉત્તર ભાગમાં દક્ષિણ ભાગ કરતાં ઠંડી વધારે હોય છે. સૌથી વધારે વર-

સાદ સરાસરી ૫૧૦ ઇંચ બ્રહ્મપુત્રા, હિમાલયના દક્ષિણ ઢલાણ, બંગાળ તથા દક્ષિણના પશ્ચિમ કિનારા તરફ પડે છે. ઇશાન કોણમાં ચેરાપૂંજીમાં ૫૨૩ ઇંચ પડે છે. અરવલ્લી તરફ ઘણો જ થોડો વરસાદ પડે છે. સિંધના ઉત્તર ભાગમાં આખી મોસમમાં વરસાદ અતિશય ઓછો આશરે બે ઇંચ પડે છે. પરંતુ નહેરકામથી પાક અતિશય નીપજે છે.

**પેદાશ—(વનસ્પતિ,)**—ઘઉં, ડાંગર, બાજરી, જુવાર, કપાસ, શણ, અફીણ, ગળી, ચા, બુંદ, અંબાડા, તંબાકુ, શેરડી, તલ, અળશી, રાઇ, મરી, તજ, એલચી, ગુંદર, સેંતુરનું ઝાડ, વાંસ, તાડ, નાળીએરી, ખજુરી, સાગ, સાલ, સીસમ, અબનુસ, સુખડ વિગેરે અનેક જાતની વનસ્પતિ ઉગે છે. હિંદુસ્થાનમાં ઘણે ભાગે ખેતી થાય છે, અને મોટી પેદાશ તેને લગતી જ નીપજે છે.

**(ખનીજ પદાર્થ)**—લોઢું, કોલસો, સોનું, ત્રાંબુ, સુરોખાર, હીરા, મેંગેનીઝ, અબરખ, શીશું, ટંકણખાર, પેટ્રોલીયમ, વિગેરે. ગોલકાંડામાં હિરા નીકળતા હતા. મ્હૈસુરમાં સોનું મળી આવે છે. માણેક બ્રહ્મદેશમાં મળે છે.

**ઉદ્યોગ**—ચીનાઈ માટીનાં વાસણો (પંજાબ અને સીંધ), ધાતુકામ, રૂ, રેશમ અને ઉનનાં વણાટ કામો, ઇનેમલનાં વાસણો (જયપુર), હીરા, મોતી, વિગેરેનાં કીંમતી કામો, રંગવાનાં, લાખ ચઢાવવાનાં સાબુ બનાવવાનાં કારખાનાં, લાકડાં કોતરવાના અને પત્થરમાં નકશી કાઢવાના હુન્નરો.

**નિકાસ**—રૂ, ચોખા, ઘઉં, તેલનાં બીઆં, સુખડ, શણ, અફીણ, હાથીદાંત, ચા, ગુંદર, ગળી, મોતીનીશીવો, ચામડાં, હાડકાં,

રૂ અને શણના તાકાઓ વિગેરે.

આયાત—રૂનાં લુગડાં, ખાંડ, તેલો, યંત્રો, લોઢું, તાંબુ, ખાંડ, ઘાસતેલ, ચીનીકામ, રેશમ અને ઉનનાં લુગડાં, વારનીસ, રંગો, ઇંગ્રેજી દારૂ તથા બીજા પરચુરણ મોજશોખના પદાર્થો.

જાનવરો—હાથી, વાઘ, વરુ, ચિતા, રિંછ, સિંહ, ગેંડા, શિયાળ, ઘોડા, ઊંટ, ભેંશ, ગાય, બળદ, મેંઢા, બકરાં વિગેરે.

પ્રાણીઓ—મગર, માછલીઓ નદીમાં ઘણી પાકે છે. દરેક જાતનાં સુંદર પીછાંવાળાં પક્ષીઓ પણ ઘણાં થાય છે. વાંદરાં અને માંકડાં પણ છે. જાત જાતના સાપો છે. રેશમના કીડાઓ બંગાળામાં ઉછેરવામાં આવે છે.

ભાષા—હિંદમાં એકંદરે ૧૧૮ ભાષા બોલાય છે, તેમાં હિંદી, બંગાળી, ઉર્દુ, ગુજરાતી, મરાઠી, તામીલ, પંજાબી અને સીંધી મુખ્ય છે.

મુખ્ય ધર્મો—વૈદિક, ઇસ્લામી, બુદ્ધ, જૈન, જરથોસ્તી, અને ખ્રીસ્તી છે.

પેટાધર્મો—મજહબો અને સંપ્રદાયો અનેક છે.

---

## ૨. હિંદુસ્તાનના વિભાગો.

૧. મુંબઈ ઈલાકો.
૨. મદ્રાસ ઈલાકો.
૩. મ્હૈસૂર અને કુર્ગનાં સંસ્થાનો.

૪. હૈદરાબાદ સંસ્થાનો.
૫. વિરાર સહિત મધ્ય પ્રાંતો.
૬. મધ્ય હિંદ એજન્સિનાં સંસ્થાનો.
૭. રજપુતાનાનાં સંસ્થાનો.
૮. પંજાબ પ્રાંતો ( કાશ્મીર સહિત ).
૯. વાયવ્ય પ્રાંત.
૧૦. દિલ્હી જીલ્લો.
૧૧. આગ્રા તથા અયોધ્યાના સંયુક્ત પ્રાંતો.
૧૨. બંગાળા પ્રાંત.
૧૩. બિહાર અને ઓરિસ્સા પ્રાંત.
૧૪. આસામના મુલક.
૧૫. બ્રહ્મદેશ (બરમા પ્રાંત).
૧૬. નેપાલ, ભૂતાન અને બીજાં સ્વતંત્ર સસ્થાનો.
૧૭. ફીરંગી અને ફ્રેંચ સંસ્થાનો.

આમાં અંગ્રેજી મુલક અને દેશી રાજ્યોના મુલક સેળભેળ થઈ ગયલા છે. ઇલાકાઓમાં પણ દેશી રાજ્યોના મુલકો સમાયલા છે.

---

## ૩. હિંદુસ્તાનની રાજ્યરીતિ.

નેપાલ અને ભૂતાન પ્રાંતો સ્વતંત્ર દેશી રાજ્યો છે.

હિંદુસ્તાનમાં ફિરંગી લોકોનાં ત્રણ અને ફ્રેંચ લોકનાં પાંચ સંસ્થાન છે. ફીરંગી સંસ્થાન ગોવા, દમણ અને દીવ, મુંબઈ

ઈલાકામાં આવેલાં છે. ફ્રેચ સસ્થાન પોન્ડિચરી, કારિકલ, ચેનાન, માહિ, મદ્રાસ ઈલાકામાં અને ચંદ્રનગર બંગાળા પ્રાંતમાં છે. એ સંસ્થાનોમાં ફીરંગી અને ફ્રેચ સરકાર તરફથી નીમેલા હાકેમો રાજ્ય ચલાવે છે. હિંદી સરકારને તેમની સાથે મિત્રતાનો સંબંધ છે.

ઉપર જણાવેલા છેલ્લા ત્રણ વિભાગો સિવાય બાકીના સઘળા હિંદુસ્તાનના પ્રાંતો ઉપર ઇંગ્લંડના આલિજહાં ખુદાવિંદ શહેનશાહ તરફથી એક વડો સુબો રાજ્ય વહીવટ ચલાવે છે, જેને "વાઇસરોય" કહે છે. તે ઇંગ્લાંડમાં રહેતા સેક્રેટરી ઓફ સ્ટેટ—હિંદી વજીરની હકુમત હેઠળ છે. વાઇસરોય દર પાંચ વર્ષે બદલાય છે. હિંદુસ્તાનની દક્ષિણે આવેલો સીલોન અથવા લંકા બેટ હિંદુસ્તાનમાં ગણાતા નથી, પણ એશિયાના એક જુદા દેશ તરીકે ગણાય છે, તેથી એ બેટ હિંદુસ્તાનના વાઇસરોયના તાબામાં નથી. હિંદુસ્તાનની પડોશમાં આવેલા બીજા નાના બેટો નામદાર વાઇસરોયની હકુમત હેઠળ છે.

ના. "વાઇસરોય" ના હાથ નીચે ત્રણ "ગવર્નર" છે, જેઓ મુંબઈ, મદ્રાસ, અને બંગાળા ઇલાકા ઉપર અધિકાર ચલાવે છે; તેમની નિમણુંક ખુદ આલિજહાં ખુદાવિંદ શહેનશાહ કરે છે. એ ઉપરાંત ચાર "લેફ્ટેનેન્ટ ગવર્નર" છે. તેઓ બિહાર અને ઓરિસ્સા, બ્રહ્મદેશ, પંજાબ, આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંત ઉપર હકુમત ચલાવે છે; ચાર "ચિફ કમીશનર" છે, જેઓ આસામ, મધ્ય પ્રાંત, દિલ્હી અને વાયવ્ય તરફની સરહદના પ્રાંત ઉપર અધિકાર ચલાવે છે; અને નામદાર "વાઇસરોય" ના પાંચ એજન્ટ અથવા રેસિડેન્ટ છે, જેઓને વડોદરા મ્હેસૂર, હૈદ્રાબાદ, રજપુતાના અને મધ્ય હિંદનાં દેશી સંસ્થાનોમાં નીમેલા છે. આ ઉપરાંત કુર્ગ, અને મધ્યપ્રાંત પણ ના. વાઇસરોયના

અધિકાર હેઠળ છે. ના. વાઇસરોય અને ગવર્નરોને ગજવહીવટમાં મદદ કરવા સારૂ એક કાયદા બાંધનારી અને બીજી કારોબારી એમ બે સભાઓ છે. નવા કાયદા મુજબ આ સભાઓમાં લોકપ્રતિનિધિત્વ વધુ પ્રમાણમાં દાખલ કરેલું છે. કેટલીકમાં ચુંટાયલા સભ્યોની બહુમતી છે. કેટલાક નાના ઇલાકાઓમાં લેફ્ટેનન્ટ ગવર્નર નીમેલા છે. તેમની મદદમાં એક કાયદા બાંધનારી સભા સ્થપાયેલી છે. પરંતુ નવા સુધારાના ધારાથી જરૂર જણાયે તેમને પણ કારોબારી સભાની મદદ આપવાની ગોઠવણ થયેલી છે. ધારાસભાના નવા કાયદા મુજબ હવે દરેક કારોબારી સભામાં એક દેશીને નિમવાનુ ઠરેલું છે. હાલમાં ના. વાઇસિરોયની કારોબારી સભામાં ૭; ગવરનરોની કારોબારી સભામાં ૪ અને લેફ્ટેનન્ટ ગવરનરની સભામાં ૩ સભ્યો છે. હાલમાં તો માત્ર બિહાર અને ઓરિસ્સાના હાકેમને તે સત્તા અપાયલી છે. સંયુક્ત પ્રાંતને એવી કારોબારી સભા આપવાની હિલચાલ ચાલે છે. અત્યાર સુધીમાં ચીફકમીશનરના હાથ નીચે ધારા સભા સ્થપાયલી નહતી. પરંતુ સને ૧૯૧૨ થી આસામના ચીફકમીશનરના હાથ નીચે એક ધારાસભા સ્થાપવામાં આવેલી છે. મધ્ય પ્રાંતોને માટે મથન ચાલે છે.

---

## ૪. હિંદુસ્તાનના ટાપુ, દ્વીપકલ્પ, ભૂશિર અને કોસ્ટા.

### (અ) ટાપુ.

| | |
|---|---|
| ૧. મુંબઈ<br>૨. સાલસટ (સાષ્ટી) | હિંદુસ્તાનની પશ્ચિમે, અરબી સમુદ્રમાં. |

૩. લક્દીવ બેટો | હિંદુસ્તાનની નૈર્ઋત્ય દિશાએ, હિંદી
૪ માલદીવ બેટો | મહાસાગરમાં.

૫. સીલોન ( લંકા )—હિંદુસ્તાનની દક્ષિણે, હિંદી મહાસાગરમાં.

૬. આન્ડામન બેટો | હિંદુસ્તાનની પૂર્વે, બંગાલાના અખાતમાં. દેશનિકાલની સજાવાળાને કાળા પાણીએ
૭. નિકોબાર બેટો | મોકલે છે, તે આ દ્વીપોમાં.

૮. મર્ગી બેટો—બરમાની પશ્ચિમે, બંગાલાના અખાતમાં.

## ( આ ) દ્વિપકલ્પ.

૧. કાઠીઆવાડ—હિંદુસ્તાનની પશ્ચિમે, કચ્છ અને ખંભાતના અખાતની વચ્ચે.

## ( ઇ ) ભૂશિર.

૧. રાસ—સિંધની પશ્ચિમે.
૨. દીવ કાઠીઆવાડ દ્વીપકલ્પની દક્ષિણે.
૩. કેમોરિન ( કન્યા કુમારી )—હિંદુસ્તાનની દક્ષિણે.
૪. ડંડ્રાહેડ—સીલોનની દક્ષિણે.
૫. પેડ્રો—સીલોનની ઉત્તરે.
૬. કાલિમિયર—હિંદુસ્તાનની અગ્નિકોણે. ( કાવેરીના મુખ આગળ ).
૭. પાલમાઈરા—હિંદુસ્તાનની પૂર્વે ( મહા નદીના મુખ આગળ).
૮. નિગ્રેસ—બરમાની પશ્ચિમે.
૯. રોમાનીયા—મલાયા દ્વીપકલ્પની દક્ષિણે.

### ( ઊ ) કોસ્ટ ( કીનારા ).

૧. મલબાર કોસ્ટો—હિંદુસ્તાનના નૈઋત્ય કોણે.
૨. કોરોમાંડલ કોસ્ટો—હિંદુસ્તાનના અગ્નિ કોણે.

---

## ૫. હિંદુસ્તાનના પર્વતો.

૧. પેરાપેમીસસ }
૨. હિંદુકુશ } હિંદુસ્તાનના વાયવ્યકોણે.
૩. શિવાલિક—ગંગા અને બીઆસની વચ્ચે.
૪. કર્કોરામ—કાશ્મીરની ઉત્તરે.
૫. હિમાલય—હિંદુસ્તાનની ઉત્તરે ( હિમ=બરફ અને આલય એટલે ઠેકાણું ) આ પર્વત આખી દુનીયાંમાં સૌથી મોટો ગણાય છે. એમાં બારે માસ બરફ જામેલો જ રહે છે. એની લંબાઈ ૧,૯૦૦ મૈલ છે.

શિખરો:—૧. એવરેસ્ટ અથવા ગવરીશંકર (જે પૃથ્વીનો સર્વથી ઉંચો ભાગ છે, તેની ઉંચાઈ ૨૯,૦૦૨ ફુટ છે).
૨. ધવલગિરિ.—૩. કાંચનગંગા.
૪. નન્દાદેવી.—૫. કામાલેરી.

૬. સુલેમાન--પંજાબની પશ્ચિમે.
શિખર—તખ્તિ સુલેમાન.
૭. હાલા—સિંધ પ્રાંતની પશ્ચિમે.

૮. અરવલ્લી—રજપુતાનામાં.

શિખર—આબુ.

૯. વિંધ્યાચળ—મધ્ય હિંદુસ્તાનમાં નર્મદા નદીની ઉત્તરે.

૧૦. પાવાગઢ—પંચમહાલમાં.

૧૧. સાતપૂડા—મધ્ય હિંદુસ્તાનમાં નર્મદા અને તાપીની વચ્ચે.

૧૨. સિંહાદ્રિ અગર પશ્ચિમઘાટ—હિંદુસ્તાનના પશ્ચિમ કીનારાની સમાંતર, તાપી નદીથી તે કોમોરીન ભૂશિર સુધી.

૧૩. પૂર્વઘાટ હિંદુસ્તાનના પૂર્વ કિનારાની સમાંતર મહાનદીથી તે કોમોરિન ભૂશિર સુધી.

૧૪. નીલગિરિ—મ્હૈસુર પ્રાંતની દક્ષિણે.

---

## ૬. ઉચ્ચ-સમ-ભૂ-દેશ.

૧. હિમાલયની તળેટીના પ્રદેશ—નેપાળ અને ભૂતાનનો તથા તેની લગોલગના વિશાળ પ્રદેશ.

૨. માળવા—મધ્ય હિંદુસ્તાનમાં, વિંધ્યા પર્વતની ઉત્તરે.

૩. દક્ષિણ—દક્ષિણ હિંદુસ્તાનમાં, પશ્ચિમ અને પૂર્વ ઘાટની વચ્ચે.

---

## ૭. હિંદુસ્તાનના સમુદ્ર, સરોવર વગેરે.

### (અ) સમુદ્ર અને અખાત.

૧. અરબ્બી સમુદ્ર—હિંદુસ્તાન અને અરબસ્તાનની વચ્ચે.

૨. કચ્છનો અખાત—કાઠીઆવાડ અને કચ્છની વચ્ચે.

૩. ખંભાતના અખાત  કાઠીઆવાડ દ્વીપકલ્પની પૂર્વે.
૪. મનારના અખાત— હિંદુસ્તાન અને સીલોનની વચ્ચે.
૫. માર્ટાબાનનો અખાત—શ્રીયામ પ્રાંતની દક્ષિણે.
૬. સીયામનો અખાત—શ્રીયામ પ્રાંતની દક્ષિણે.

(આ) સામુદ્રધુનિ.

પાકની સામુદ્રધુનિ- હિંદુસ્તાન અને સીલોનની વચ્ચે.

(ઈ) સરોવર.

૧. વૂલર—કાશ્મીરમાં.
૨. મન્ચુર—સિંધ પ્રાંતમાં.
૩. સમ્ભર—રજપુતાનામાં. હિંદુસ્તાનમાં આ સૌથી મોટું અને ખારા પાણીનું સરોવર છે.
૪. સર—રજપુતાનામાં.
૫. ચિલ્કા—ઓરીસ્સાને કીનારે.
૬. પુલીકટ—કોરોમાંડલને કીનારે.
૭. કોલર—ગોદાવરી અને કૃષ્ણાની વચ્ચે.

(ઉ) ઉપસાગર.

૧. બંગાળાનો ઉપસાગર— હિંદુસ્તાનની પૂર્વે.

---

## ૮. હિંદુસ્તાનની નદીઓ.

૧. સિંધુ નદી—હિમાલય પર્વતમાંથી નિકળીને કાશ્મીર, પંજાબ અને સિંધ પ્રાંતમાં વહે છે, અને અરબ્બી સમુદ્રને મળે છે. એ ઉત્તરથી દક્ષિણ તરફ વહે છે.

નદ્યંતરગામિ—૧. કાબુલ; ૨. પંચનદ. (પંચનદને પંજાબની પાંચ નદી—જેલમ, ચીનાબ, રાવી, બીયા અને સતલજ મળે છે).

૨. લુની—અરવલ્લીના પશ્ચિમ ભાગમાંથી નીકળી કચ્છના રણમાં થઈ અરબ્બી સમુદ્રને મળે છે.

૩. **સાબરમતી નદી**- મહીકાંઠામાં અરવલ્લી પર્વતમાંથી નીકળીને, ગુજરાતમાં વહે છે, અને ખંભાતના અખાતને મળે છે. એ ઉત્તરથી દક્ષિણ તરફ વહે છે.

૪. **મહી નદી** - માળવાના (ઉચ્ચ–સમ–ભૂ–દેશ)માંથી નિકળીને ગુજરાતમાં વહે છે, અને ખંભાતના અખાતને મળે છે. એ ઉત્તરથી દક્ષિણ તરફ વહે છે.

૫. **નર્મદા નદી** અમરકંટક આગળ વિંધ્યાચળ પર્વતમાંથી નીકળીને મધ્યપ્રાંત, માળવા અને ગુજરાતમાં વહે છે, અને ખંભાતના અખાતને મળે છે. એ પૂર્વથી પશ્ચિમ તરફ વહે છે.

૬. **તાપી નદી**—સાતપૂડા પર્વતમાંથી નિકળીને મધ્યપ્રાંત, ખાનદેશ અને ગુજરાતમાં વહે છે અને ખંભાતના અખાતને મળે છે. એ પૂર્વથી પશ્ચિમ તરફ વહે છે.

૭. **ગંગા નદી**—હિમાલય પર્વતના દક્ષિણ તરફના ઢળાણમાંથી નિકળીને આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતો અને બંગાળામાં વહે છે, અને બંગાળાના અખાતને મળે છે. એ ઉત્તરથી પૂર્વ તરફ વહે છે. એ હિંદુસ્તાનમાં પવિત્ર નદી મનાય છે, તેના તટ ઉપર જાત્રાનાં અનેક સ્થળ છે.

(**હુગલી નદી**—ગંગા નદીમાંથી નિકળીને જુદે મુખે બંગાળાના અખાતને મળે છે).

નદ્યંતરગામિ—૧. રામગંગા; ૨. ગોમતી; ૩. ઘોઘરા; ૪. ગંડકી; ૫. કુશી; ૬. સોન; ૭. જમના.

૮. જમના નદી—હિમાલયમાંથી નીકળી અલ્હાબાદ આગળ ગંગાને મળે છે. ઉત્તરથી નીકળી પૂર્વ તરફ વહે છે.

(જમના નદીને ચંબલ, બેત્વા અને સિંધ નદી મળે છે).

૯. બ્રહ્મપુત્રા અથવા સામ્પુ નદી—હિમાલય પર્વતમાંથી નીકળીને તિબેટ, આસામ અને બંગાળા પ્રાંતમાં વહે છે, અને બંગાળાના અખાતને મળે છે. એ પશ્ચિમથી ઝોક ખાઇને દક્ષિણ તરફ વહે છે.

૧૦. ઇરાવતી નદી—બ્રહ્મદેશ પ્રાંતમાં વહે છે અને માર્ટાબાનના અખાતને મળે છે.

૧૧. મહા નદી—સાતપૂડા પર્વતમાંથી નિકળીને મધ્ય પ્રાંત અને ઓરીસામાં* વહે છે, અને બંગાળાના અખાતને મળે છે. એ પશ્ચિમથી પૂર્વ તરફ વહે છે.

૧૨. ગોદાવરી નદી—નાશક ત્ર્યંબક પાસે પશ્ચિમ ઘાટમાંથી નીકળીને દક્ષિણ પ્રાંત, હૈદ્રાબાદ પ્રાંત અને ઉત્તર સરકારમાં† વહે છે, અને બંગાળાના અખાતને મળે છે. એ પશ્ચિમથી પૂર્વ તરફ વહે છે.

નદ્યંતરગામિ—૧. વેન ગંગા; ૨. વર્ધા; ૩. પેન ગંગા; ૪. મનજેરા.

૧૩. કૃષ્ણા નદી—મહાબળેશ્વર પાસે પશ્ચિમ ઘાટમાંથી નીકળીને મહારાષ્ટ્ર પ્રાંત, હૈદ્રાબાદ પ્રાંત અને કર્ણાટકમાં વહે છે, અને

---

* ઓરીસા બિહાર પ્રાંતનો એક વિભાગ છે.

† ઉત્તર સરકાર મદ્રાસ ઇલાકાનો વિભાગ છે.

બંગાળાના અખાતને મળે છે. એ પશ્ચિમથી પૂર્વ તરફ વહે છે.

નદ્યંતરગામિ—૧. ભીમા; ૨. તુંગભદ્રા.

૧૪. પનાર નદી
૧૫. પલાર નદી
૧૬. દક્ષિણ પનાર નદી
} મ્હૈસૂરના ઉચ્ચ-સમ-ભૂ-દેશમાંથી નીકળીને મ્હૈસૂર અને કર્ણાટકમાં વહે છે, અને બંગાળાના અખાતને મળે છે.

૧૭. કાવેરી નદી—કુર્ગમાં પશ્ચિમ ઘાટમાંથી નીકળીને મ્હૈસૂર અને કર્ણાટકમાં વહે છે, અને બંગાળાના ઉપસારને મળે છે. પશ્ચિમથી નીકળી પૂર્વ તરફ વહે છે.

૧૮. **મીનામ** નદી—સિયામ પ્રાંતમાં વહે છે અને સિયામના અખાતને મળે છે.

આ ઉપરાંત બીજી અનેક નદીઓ છે.

(અ) **અરબી સમુદ્રને મળતી નદી—સિંધુ.**

(આ) ખંભાતના અખાતને મળતી નદી...... ...
૧ સાબરમતી.
૨. મહી.
૩. નર્મદા.
૪. તાપી.

(ઇ) બંગાળાના ઉપસાગરને મળતી નદી ......
૧. ગંગા.
૨. બ્રહ્મપુત્ર.
૩. ઈરાવતી.
૪. મહીનદી.
૫. ગોદાવરી.
૬. કૃષ્ણા.
૭. પનાર.
૮. પલાર.
૯. દક્ષિણ પનાર.
૧૦. કાવેરી.

પ્રકરણ ૫ મું.

# હિંદુસ્તાનનાં શહેરો.

---

## ૧. મુંબઈ ઈલાકો.

### (અ) કોકણ પ્રાંત.

૧. મુંબઈ--ઈલાકાની રાજધાની અને વેપારનું મથક. મુંબઈનું બંદર આખા હિંદુસ્તાનમાં સર્વથી મોટું ગણાય છે.

મુંબઈ શહેરમાં મોટી મોટી ગોદીઓ, સુતર કાંતવાનાં અને કાપડ વણવાનાં મોટાં કારખાનાં, ઉંચી જાતનાં દવાખાનાં, અને મોટી મોટી શોભાયમાન અનેક ઇમારતો છે મુંબઈનો ટાપુ પહેલાં ફીરંગી લોકના તાબામાં હતો. પણ સને ૧૬૬૨ માં ઇંગ્લંડના રાજાને પહેરામણી પેટે આપી, અંગ્રેજ સરકારને સ્વાધીન કરવામાં આવ્યો. મુંબઈ શહેરની વસ્તી સને ૧૯૧૧ ના છેલ્લી વસ્તી પત્રક પ્રમાણે ૯,૭૯,૪૯૫ માણસની છે. મુંબઈના ટાપુની લંબાઈ આશરે ૧૧ મૈલ છે, અને સરાસરી પોહોળાઈ આશરે ૩ મૈલ છે. એની પાસે એલીફંટા અને સાષ્ટી બેટમાં જોવા લાયક પુરાણી ગુફાઓ છે. હાલમાં આ ટાપુની પૂર્વ અને ઉત્તર તરફ ખીલવણી કરી નવાં પરાં વધારવાની યોજના ધમધોકાર ચાલે છે. અને મોટા રમણીય માર્ગો કાઢવામાં આવેલા છે.

૨. થાણા
૩. વાંદરા

} સાષ્ટી બેટમાં.

૪. કલ્યાણી—આ શહેર પાસે લોઢાની સડકના બે ફાંટા છે; એક ફાંટો જબલપોર થઇને અલહાબાદ અને કલકત્તા તરફ જાય છે, અને બીજો પુને થઇને મદ્રાસ તરફ જાય છે.

૫. વસઈ - આ શહેર અગાઉ ફીરંગી લોકને તાબે હતું. ફીરંગી લોકે બાંધેલો કોટ હાલ પણ ત્યાં પડી ભાગેલો જોવામાં આવે છે. આ શહેરમાં છેલ્લા પેશ્વા બાજીરાવે સને ૧૮૦૨ માં અંગ્રેજો સાથે કોલકરાર કર્યા હતા, તેથી અંગ્રેજોએ તેને મદદ કરી પાછો પુનાની ગાદીએ બેસાડયો હતો.

૬. અલીબાગ—કોલાબા જીલ્લામાં મુખ્ય શહેર છે. એ ખેતીવાડીનું એક મથક છે.

૭. રત્નાગિરિ
૮. વિંગોર્લા
૯. હર્નાઈ
—મુંબઈની દક્ષિણે આરબી સમુદ્રના કિનારા પર બંદર છે.

૧૦. સાવંતવાડી—એ ભોંસલે કુળના મરેઠા સરદારના તાબામાં છે.

---

## (આ) દક્ષિણ પ્રાંત.

૧૧. પુના—દક્ષિણ પ્રાંતનું મુખ્ય શહેર અને મરેઠા પેશ્વાઓની રાજધાની. ત્યાં ચોમાસામાં મુંબઈનો નામદાર ગવરનર પુનામાં રહે છે,

કારણકે એ વખતે ત્યાંની હવા સારી હોય છે. પુનાની પાસે ખડકી ગામમાં લશ્કરની મોટી છાવણી છે.

૧૨. સતારા—શિવાજીના વંશજો આગળ આ શહેરમાં રાજ્ય કરતા હતા.

૧૩. મહાબળેશ્વર—કૃષ્ણા નદીના મૂળ પાસે એક ઉંચી શીતળ ટેકરી છે. ત્યાં ગરમીના દહાડામાં મુંબઈના નામદાર ગવરનર જઈ રહે છે.

૧૪. સોલાપુર } દક્ષિણ પ્રાંતમાં વેપારનાં મુખ્ય મથક.
૧૫. બારસી }

૧૬ નાશક—ગોદાવરી નદીના મૂળ પાસે આવેલું છે, અને મુંબઈ ઈલાકામાં હિંદુઓનું સર્વથી પવિત્ર શહેર છે. આ શહેરમાં ઘણાં શોભાયમાન દેહરાં છે. અહીં દર બાર વરસે સિંહસ્થના વર્ષમાં મોટી જાત્રા ભરાય છે.

ત્ર્યંબક—આ ગામ નાનું છે. પણ તે જાત્રાનું સ્થળ છે. તેથી નાશકની સાથે દર બાર વર્ષે મોટો ગંજાવર મેળો અહીં ભરાય છે અને લોકની વસ્તી તે સમયે ઘણી જ ઉભરાય છે.

૧૭. પંઢરપુર—જાત્રાનું સ્થળ છે, સોલાપુરની પાસે આવેલું છે.

૧૮. અહમદનગર—દક્ષિણમાં આગલા મુસલમાન રાજાઓની રાજધાની.

૧૯. ધુળીયા—ખાનદેશ જીલ્લાનું મુખ્ય શહેર.

૨૦. નંદરબાર—અહીંનું ઈમારતી લાકડું વખણાય છે.

૨૧. અકલકોટ—અકલકોટ સંસ્થાનની રાજધાની.

## (૭) દક્ષિણ મહારાષ્ટ્ર પ્રાંત.

૨૨. ધારવાડ—દક્ષિણ મહારાષ્ટ્ર પ્રાંતનું મુખ્ય શહેર. એ રૂને માટે પ્રખ્યાત છે

૨૩ હુબ્લી—અહીં રૂનો મોટો વેપાર ચાલે છે.

૨૪. બેલગામ. ૨૫. કલાદગી.

૨૬. વીજાપુર—આગલા મુસલમાની રાજાઓના વખતમાં આ શહેર ઘણું પ્રખ્યાત હતું, હાલ પણ ત્યાં ઘણી સુંદર ઈમારતો જોવામાં આવે છે.

૨૭. કારવાડ—ઉત્તર કાનડા જિલ્લાનું મુખ્ય શહેર, અને મુંબઈ અને કરાંચીની પેઠે ચોમાસામાં વહાણો સલામતી સહિત લંગરવાર થાય એવું બંદર છે.

૨૮. હોનાવર—અરબ્બી સમુદ્રના કિનારા ઉપર એક બંદર છે.

૨૯. કોલાપુર—આ શહેરમાં શિવાજીના વંશનો રાજા રાજ્ય કરે છે.

---

## (૮) ગુજરાત પ્રાંત.

૩૦. અમદાવાદ—ગુજરાત પ્રાંતનું મુખ્ય શહેર, સાબરમતી નદી ઉપર આવેલું છે. આ શહેરમાં આગલા વખતની ઘણી શોભાયમાન ઈમારતો છે. એ વેપારનું મુખ્ય મથક છે કીનખાબ, રેશમી કાપડ, વિગેરે અહીં તૈયાર થાય છે.

૩૧. વિરમગામ—એમાં સુતર કાંતવાનાં, વણવાનાં અને લોઢવાનાં કારખાનાં જોવા લાયક છે.

| | | |
|---|---|---|
| ૩૨. ખેડા | | |
| ૩૩. મહેમદાવાદ | | ખેડા જીલ્લાનાં મુખ્ય શહેરો. |
| ૩૪. નડીયાદ | | |
| ૩૫. કપડવણજ | | |

૩૬. ખંભાત—મહી નદીને કાંઠે આવેલું છે; એ શહેરમાં એક મુસલમાન નવાબ રાજ્ય કરે છે; અહીંની સુતરફેણી અને અકીકનું કામ વખણાય છે.

૩૭. ગોધરા—પંચમહાલ જીલ્લામાં મુખ્ય શહેર.

૩૮. વડોદરા—ગાયકવાડ સરકારનું મુખ્ય શહેર અને રાજધાની. એ વેપારનું એક મથક છે.

૩૯. ભરૂચ—નર્મદા નદીને કાંઠે આવેલું છે. એ શહેરની આસપાસ રૂનો પાક ઘણો સારો થાય છે. એ અગાઉ એક મુખ્ય બંદર હતું. હવે તેની ખીલવણીનો વિચાર ચાલે છે.

૪૦. સુરત—તાપી નદીને કાંઠે આવેલું છે. એ શહેર અગાઉ મોટું બંદર અને વેપારનું મથક હતું. અંગ્રેજ, ફ્રેંચ, અને વલંદા વેપારીની કોઠીઓ એ શહેરમાં સ્થપાયલી હતી. વેપારનું મથક મુંબઈ થયાથી સુરત હાલ એટલી અગત્યનું ગણાતું નથી. અહીંનું ઝીક કસબ કામ વખણાય છે. માવાનો માલ પણ અહીં સારો થાય છે.

૪૧. નવસારી—ગાયકવાડી રાજ્યનું મોટું શહેર.

૪૨. ભુજ—કચ્છ રાજ્યનું મુખ્ય રાજધાનીનું શહેર. સોનારૂપાની નકશીદાર અને ભરતની કારીગરી માટે પ્રખ્યાત છે.

૪૩. માંડવી—કચ્છનું મુખ્ય બંદર અને વેપારનું મથક.

૪૪. રાજકોટ—કાઠીઆવાડ પ્રાંતનું મુખ્ય શહેર. અહીં એજન્ટ ટુ ધી ગવરનર રહે છે.

૪૫. ભાવનગર
૪૬. જુનાગઢ
૪૭. ગોંડળ — કાઠીઆવાડ પ્રાંતનાં રાજધાનીનાં શહેરો.
૪૮. નવાનગર
૪૯. પોરબંદર

૫૦. દ્વારિકાં—જાત્રાનું સ્થળ.

૫૧. વઢવાણ—દેશી રાજ્યની રાજધાની.

૫૨. પાલીતાણા—જૈનોનો પવિત્ર ડુંગર શેત્રુંજો અહીં છે.

૫૩. પાલનપુર—પાલનપુર સંસ્થાનનું મુખ્ય શહેર.

૫૪. ડીસા—ડીસામાં અંગ્રેજી લશ્કરની છાવણી છે.

---

## (૩) સિંધ પ્રાંત.

૫૫. હૈદ્રાબાદ—સિંધ પ્રાંતનું મુખ્ય શહેર એ સિંધુ નદી ઉપર આવેલું છે. એ શહેરની પાસે સને ૧૮૪૩ માં સર ચાર્લ્સ નેપિયરે સિંધના અમીરોને હરાવ્યા હતા.

૫૬. કરાંચી—ઈલાકાનું બીજું બંદર ગણાય છે. સિંધ પ્રાંતમાં એ ભારે વસ્તીવાળું શહેર છે, અને વેપારનું મુખ્ય મથક છે.

૫૭. સિકારપુર
૫૮ સક્કર — વેપારનાં મથક છે. સક્કર સિંધુ નદીને કાંઠે આવેલું છે

૫૯. જેકોબાબાદ—સિંધની ઉપલી સરહદના મુલકનું મુખ્ય શહેર.

૬૦. અમરકોટ—થર અને પારકર પરગણાનું મુખ્ય શહેર છે. એ શહેરમાં સને ૧૫૪૭ માં બાદશાહ અકબરનો જન્મ થયો હતો.

૬૧. ખેરપુર—ખેરપુર સંસ્થાનનું મુખ્ય શહેર.

૬૨. ઠઠ્ઠા—અહીં મહમદ તઘલખ મરણ પામ્યો હતો.

૬૩. નવાબશાહ—નવા જીલ્લાનું મુખ્ય શહેર.

---

## ૨. મદ્રાસ ઇલાકો.

આ ઇલાકો હિંદુસ્તાનના દક્ષિણ ભાગમાં આવેલો છે. તેના ત્રણ પ્રાંત પાડેલા છે. એમાં રૂ, ગળી, તલ, દિવેલી, બુંદ, અને ચામડાંની નિપજ સારી થાય છે. તેના કીનારાથી દરીઆઈ વેપાર સારો ચાલે છે. અહીં વરસાદ થોડો અને મોડો વરસે છે. આ ઇલાકા ઉપર એક ગવરનર અધિકાર ચલાવે છે.

૧. મદ્રાસ—ઇલાકાની રાજધાની, અને કોરોમાન્ડલ કોસ્ટ (કીનારા) નું સર્વથી મોટું શહેર અને વેપારનું મુખ્ય મથક. હિંદુસ્તાનમાં એ શહેર સર્વથી પેહેલાંનું અગત્યનું અંગ્રેજી સંસ્થાન હતું. મદ્રાસનો કિલ્લો સને ૧૬૩૯ માં બાંધવામાં આવ્યો હતો. મદ્રાસની વસ્તી આશરે ૪,૪૯,૯૫૦ માણસની છે. મદ્રાસથી મુંબઈ સુધી રેલવે ચાલે છે.

૨. આર્કટ—કર્ણાટક પ્રાંતની આગલી રાજધાની. સને ૧૭૫૧ માં કર્નલ કલાઇવે આ શહેર લઈ લીધું હતું.

૩. આર્ની—આ જગાએ સને ૧૭૫૧ માં કર્નલ કલાઇવે કર્ણાટકના નવાબ ચન્દાસાહેબના છોકરા રાજાસાહેબને હરાવ્યો હતો.

૪. કદ્દાલોર—દક્ષિણ પનાર નદીને કાંઠે આવેલું છે.

૫. પોર્ટોનોવો -આ શહેર પાસે સને ૧૭૮૧ માં સર આયર કુટે હૈદરઅલીને હરાવ્યો હતો.

૬. ટ્રેંકવીબાર—અગાઉ ડેન લોકોનું સંસ્થાન હતું.

૭. નેગાપટ્ટણ—અગાઉ વલંદા લોકોનું સંસ્થાન હતું.

૮. તાંજોર—કર્ણાટકમાં કાવેરી નદી ઉપર. એમાં રેશમી કામ ઘણાં સારાં થાય છે.

૯. મદુરા—એ દક્ષિણ હિંદનું અગાઉ મુખ્ય શહેર હતું.

૧૦. કાંજીવરમ. (કાંચી) -અસલ હિંદુ રાજ્યની રાજધાની.

૧૧. ટ્રિચિનાપોલી—કાવેરી નદી ઉપર આવેલું છે.

૧૨. ટયુટિકોરિન—મનારના અખાતના કિનારે એક બંદર છે.

૧૩. કોચીન—મલબાર કીનારા ઉપર એક બંદર છે. આ શહેરમાં મોટાં વહાણો બંધાય છે.

૧૪. કાલિકટ—મલબારનું મુખ્ય શહેર. એ મલબાર કીનારે આવેલું મોટું બંદર છે. એ શહેરમાંથી સાગનું લાકડું, મરી અને નાળીએર દેશાવર ખાતે જાય છે. અહીં પહેલ વહેલો ફીરંગી યુરોપીયન વાસ્કો ડી ગામા સને ૧૪૯૮ માં આવ્યો હતો.

૧૫. ઉટાકામંદ—એક હવાવાળી ઉંચી ટેકરી છે. અહીં ગરમીના દહાડામાં મદ્રાસનો ગવરનર જઈ રહે છે.

૧૬. તેલીચરી
૧૭. કાનાનોર } મલબાર કાંઠે અરબી સમુદ્રના કિનારા ઉપર બંદર છે.

૧૮. માંગલોર—દક્ષિણ કાનડાનું મુખ્ય શહેર.

૧૯. રાજમંદ્રી—ઉત્તર સરકારનું મુખ્ય શહેર—ગોદાવરીની તીરે.

૨૦. મછલીપટ્ટણ—ઉત્તર સરકારમાં કૃષ્ણા નદી ઉપર આવેલુ છે.

૨૧. ત્રીવનદ્રામ—ત્રાવણકોર રાજ્યનું મુખ્ય શહેર.

૨૨. ત્રીચુર—કોચીન રાજ્યનું મુખ્ય શહેર.

૨૩. વિજાગાપટ્ટણ. ૨૪. કોઇમ્બટુર.

---

## ૩. મ્હૈસુર અને કૂર્ગનાં સંસ્થાનો.

૧. મ્હૈસૂર—મ્હૈસુરના રાજ્યનું મુખ્ય શહેર.

૨. શ્રીરંગાપટ્ટણ—હૈદરઅલી અને ટીપુ સુલતાનની રાજધાની, કાવેરી નદી ઉપર છે. એ શહેર સને ૧૭૯૯ માં અંગ્રેજોએ હુમલો કરીને લઈ લીધું, તે વખતે ટીપુ સુલતાન માર્યો ગયો હતો.

૩. બેંગલોર—રેસિડંટનું રહેવાનું મથક. એ શેતરંજીનાં કારખાનાં માટે પ્રખ્યાત છે.

૪. મરકેરા—કૂર્ગ પ્રાંતનું મુખ્ય શહેર.

૫. ચિતલદૂર્ગ.

---

## ૪. હૈદ્રાબાદ (નિઝામનું રાજ્ય).

૧. હૈદ્રાબાદ—નીજામના મૂલકની રાજધાની, અને અંગ્રેજી રેસીડંટનુ રહેવાનું મથક. એ મુશી નદીના કાંઠા ઉપર આવેલું છે.

૨. ગોવલકોંડા—હીરાની ખાણ્ માટે પ્રખ્યાત છે.

૩. સીકંદ્રાબાદ—એ શહેરમાં અંગ્રેજી લશ્કરની છાવણી છે.

૪. બેદર—મંજીરા નદી ઉપર છે. અહીંનાં સોનારૂપાની કારીગીરીવાળાં પીત્તળનાં વાસણ વખણાય છે.

૫. ઔરંગાબાદ—આગલા વખતની સુંદર ઇમારતોને માટે પ્રખ્યાત છે.

૬. દોલતાબાદ—મજબુત કિલ્લાને માટે પ્રખ્યાત છે.

૭. જાલના—એ શહેરમાં અંગ્રેજી લશ્કરી છાવણી છે. રેશમી કાપડ માટે વિખ્યાત છે.

૮. ઇલોરા—પર્વતમાં કોતરી કાઢેલી મોટી સુંદર ગુફાને માટે પ્રખ્યાત છે.

૯. વારંગુલ—એ પૂર્વે તૈલંગણની રાજધાની હતું.

---

## ૫. મધ્ય પ્રાંતો, વિરાર સહિત.

૧. ઉમરાવતી—વિરારનું મુખ્ય શહેર—રૂના વેપારને માટે પ્રખ્યાત છે.

૨. ઇલીચપુર—બીરારની રાજધાની. ઉત્તર ભાગમાં એ લશ્કરી મથક છે.

૩. અસાઅસાઈ | એ શહેરો આગળ સને ૧૮૦૩ માં
૪. આરગામ | જનરલ વેલેસ્લીએ મરાઠાને હરાવ્યા હતા.

૫. અકોલા.
૬. નાગપુર—મધ્ય પ્રાંતની રાજધાની.
૭. કામ્પટી એ શહેરમાં અંગ્રેજી લશ્કરની છાવણી છે
૮. જબલપોર—આ શહેરમાં કોલસાની ખાંણો છે. અહીં આરસપાહાણની ખડકો છે.
૯. સાગર—એ શહેરમાં અંગ્રેજી લશ્કરની છાવણી છે.
૧૦. રાયપુર—છત્રીસગઢનુ મુખ્ય શહેર છે.
૧૧. ચંદ્રા—દક્ષિણમાં મોટું શહેર છે. એ ગોંડની રાજધાની છે.
૧૨. બુરાનપુર—મુસલમાની પ્રખ્યાત શહેર છે. અહીંનો કસબી વણાટ વખણાય છે.
૧૩. સંબલપુર—અહીં હીરાની ખાણો છે.
૧૪. આશીરગઢ. ૧૫. ખંડવા. ૧૬. હોશંગાબાદ.

---

## ૬. મધ્ય હિંદ એજન્સિનાં સંસ્થાનો.

૧. ઈન્દોર—હોલકરના રાજ્યનું મુખ્ય શહેર અને નામદાર ગવર્નર જનરલના એજન્ટનું રહેવાનું મથક છે.
૨. ગ્વાલિયર—સિંધિયાના રાજ્યનું મુખ્ય શહેર છે.
૩. માળવા—મુખ્ય શહેર અફીણ માટે પ્રખ્યાત છે.
૪. નીમચ } —એ શહેરમાં અંગ્રેજી લશ્કરની છાવણી છે.
૫. મઉ }

૬. ઉજ્જન—માળવાની આગલી રાજધાની.
૭. ભોપાળ—ભોપાળના રાજ્યનું મુખ્ય શહેર છે.
૮. રેવા-બુંદેલખંડનું મુખ્ય શહેર છે.
૯. દેવાસ, ૧૦. ધર, ૧૧. રતલામ, ૧૨. ઓરછા,
૧૩. દાલીઆ અને ૧૪. ભીલસરા,—નાનાં સ્વતંત્ર રાજ્યો છે.

---

## ૭. રજપુતાના.

### રજપૂત સંસ્થાનો.

એમાં ૧૮ દેશી સંસ્થાનો છે. આ ચોરસ મુલક છે. ના૦ ગવર્નર જનરલનો એજન્ટ દેખરેખ રાખે છે. તે ક્રમવાર નીચે પ્રમાણે છે:

| | |
|---|---|
| ૧. ઉદેપુર / ચીતોડ } મેવાડ | |
| ૨. જોધપુર (મારવાડ) | |
| ૩. જયપૂર | ૧૧. શીરોહી |
| ૪. જેસલમીર | ૧૨. ડુંગરપૂર |
| ૫. બીકાનેર | ૧૩. પ્રતાપગઢ |
| ૬. અલવર | ૧૪. વાંસવાડા |
| ૭. કિરોલી | ૧૫. ઝાલાવાડ |
| ૮. કીસનગઢ | ૧૬. ભરતપૂર } જાટ સંસ્થાનો. |
| ૯. કોટા | ૧૭. ધોળપૂર } જાટ સંસ્થાનો. |
| ૧૦. બુન્દી | ૧૮. ટોંક—મુસલમાન સંસ્થાન. |

## ૮. પંજાબ પ્રાંત (કાશ્મીર રાજ્ય સહિત.)

૧. લાહોર—પંજાબ પ્રાંતની રાજધાની, રાવી નદીના કાંઠા ઉપર આવેલું છે.

૨. અમૃતસર—શીખ લોકોનું પવિત્ર શહેર છે, અહીં શીખોનું સોનાનું દેવળ છે. એ શાલ તથા રેશમી લુગડાંની બનાવટને માટે પ્રખ્યાત છે.

૩. ફીરોજપોર—સતલજ નદીને કાંઠે આવેલું છે.

૪. સોબ્રાઓન—એ શહેર પાસે સને ૧૭૪૬ માં સર ગોફે શીખ લશ્કરને હરાવ્યું હતું.

૫. ગુજરાત—ચીનાબ નદીને કાંઠે આવેલું છે. એ શહેર પાસે સને ૧૮૪૯ માં લોર્ડ ગોફે શીખ લોકોને હરાવ્યા હતા, અને ત્યાર પછી પંજાબ પ્રાંત અંગ્રેજ રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યો છે.

૬. જેલમ—જેલમ નદીને કાંઠે આવેલું છે.

૭. રાવલપીંડી—સિંધુ અને જેલમ નદીની વચ્ચે છે. એ હિંદી લશ્કરનું મોટું મથક છે.

૮. મુલતાન—ચીનાબ નદીને કાંઠે આવેલું છે. એ શહેર રેશમી લુગડાં અને શાલની બનાવટને માટે પ્રખ્યાત છે. સને ૧૮૪૯ માં જનરલ વીશે એ શહેર હુમલો કરીને લીધું હતું.

૯. જાલંધર—સતલજ નદીને કાંઠે આવેલું છે.

૧૦. સીમલા—સતલજ નદીને કાંઠે ઉંચી હવાવાળી ટેકરી

છે, જ્યાં હિંદુસ્તાનના નામદાર ગવર્નર જનરલ ગરમીના દહાડામાં જઈ રહે છે.

૧૧. **અમ્બાલા**—એ મોટું શહેર છે. ૧૨. **ફીરોઝપુર.**

૧૩. **લુધિયાના**—સતલજ નદીને કાંઠે આવેલુ છે. એમાં રૂનો ઉદ્યોગ વધતો જાય છે.

( **કાશ્મીરનું રાજ્ય** ).

૧૪. **કાશ્મીર** અથવા **શ્રીનગર**—કાશ્મીરના રાજ્યનું મુખ્ય શહેર, જેલમ નદીને કાંઠે આવેલું છે.

૧૫. **લ્હે** અથવા **લાડક**—કાશ્મીર પ્રાંતમાં સિંધુ નદીને કાંઠે છે. ટીબેટમાંથી માલ આ શહેરને રસ્તે આવે છે.

૧૬. **જમ્મુ**—કાશ્મીરનું એક મોટું મથક.

( **દેશી રાજ્યો** ).

૧૭. **ભાવલપોર**—નવાબી રાજ્ય છે.

૧૮. **પતીયાલા.** ૧૯. **નાભા.** ૨૦. **કપુરથલા.** ૨૧. **જીંદ.**

૨૨. **ફરીદકોટ.** ૨૩. **કલશીઆ.** ૨૪. **મંદી**—એ શીખ લોકનાં સંસ્થાનો છે.

---

## ૯. વાયવ્ય સરહદ પ્રાંત.

આ પ્રાંત સને ૧૯૦૧ માં પંજાબ પ્રાંતથી છૂટો પાડી ચીફ કમીશનરના અમલ હેઠળ મુકેલો છે. અફગાનીસ્તાન અને બલુચિસ્તાનની સરહદ ઉપરના તાયફાવાળાઓ ઉપર તે દેખરેખ રાખે છે.

૧. **મરી**—ઉંચી હવાવાળી ટેકરી છે.

૨. **પેશાવર**—કાબુલ નદી ઉપર આવલું છે; એ મોટું લશ્કરી મથક છે, અને અફગાનિસ્તાનની સરહદ ઉપર આવેલું છે, અને તે વાયવ્ય તરફની સરહદના પ્રાંતનું મુખ્ય શહેર છે.

૩. **ડેરા ઈસ્માઈલ ખાન.** ૪. **ચિત્રાલ.**

---

## ૧૦. દિલ્હી જીલ્લો.

સને ૧૯૧૨ ના રાજ્યારોહણ પ્રસંગે આલિજહાં ખુદાવિંદ શહેનશાહ પંચમ જ્યૉર્જે કલકત્તેથી હિંદુસ્તાનના પાટનગરને ફેરવી દિલ્હીને પાટનગર બનાવ્યું છે. નવા પાટનગરને યોગ્ય નવાં મોટાં દબદબાભર્યા મકાનો તથા શહેરની બાંધણી બાંધવાની યોજના હિંદી સરકારે કરેલી છે. સને ૧૯૧૨ ના સપ્ટેમ્બરના જાહેરનામાની રૂઇએ પંજાબ પ્રાંતથી છૂટો પાડી તેહશિલ અને મહારાઉલીનાં પોલીસ સ્ટેશનો વચ્ચેના દિલ્હી જીલ્લાને ના. વાઇસરોયના સીધા અમલ હેઠળ મુકેલો છે, અને તે ઉપર વહીવટ ચલાવવાને એક ચીફકમી-શનર નીમેલો છે. સને ૧૯૧૨ ના ડીસેમ્બરની તા૦ ૨૩ મીએ નામદાર વાઈસરોયે દિલ્હીમાં પ્રવેશ કર્યો છે.

૧. **દીલ્હી**—જમુના નદીના પશ્ચિમ કાંઠા ઉપર આવેલું છે. એ મોગલ રાજ્યની રાજધાનીનું શહેર હતું. સને ૧૮૫૭ ના બળવા વખતે કેટલાક મહીના સુધી બળવાખોરોએ એ શહેરનો અંગ્રેજ લશ્કર સામે બચાવ કર્યો હતો,

પણ આખરે અંગ્રેજોએ તે લીધું હતું. સોના રૂપાના કામ માટે એ પ્રખ્યાત છે. અહીં મલમલ સારી બને છે. એ હિંદનું પાટનગર છે.

૨. **પાણીપત**—પ્રખ્યાત લડાઈનું મેદાન છે, જ્યાં સને ૧૫૨૬ માં બાબરે ઈબ્રાહીમ લોદીને હરાવ્યો હતો; સને ૧૫૫૬ માં અકબરના વજીર બેહેરામે મહમદ આદિલશાહના વજીર હેમુને હરાવ્યો હતો; અને સને ૧૭૬૧ માં અહમદશા દુરાનીએ મરેઠા સરદાર સદાશિવ ભાઉને હરાવ્યો હતો.

---

## ૧૧. આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતો.

૧. **અલહાબાદ** અથવા **પ્રયાગ** - સંયુક્ત પ્રાંતની રાજધાની, ગંગા અને જમુના નદીના સંગમ ઉપર આવેલું છે. આ શહેરમાં સંયુક્ત પ્રાંતનો લેફ્ટેનન્ટ ગવર્નર રહે છે. અહીં બે લોઢાની સડક મળે છે. એક કલકત્તા તરફ જાય છે, અને બીજી પંજાબ અને સિંધ તરફ જાય છે.

૨. **ઈટાવા**—જમુના નદીના ડાબા કાંઠા ઉપર આવેલું છે.

૩. **કાનપુર**—ગંગા નદીને કાંઠે આવેલું છે. આ જગાએ સને ૧૮૫૭ માં નાના સાહેબે અંગ્રેજ લોકોની કતલ કરી હતી. એ હાલમાં વેપારનું મુખ્ય મથક થઈ પડેલું છે. રૂના વણાટનાં લુગડાં તથા ચામડાના ઉત્તમ સામાનને માટે તે પ્રખ્યાત છે.

૪. **બનારસ** અથવા **કાશી**- ગંગા નદીને કાંઠે આવેલું છે. એ હિંદુઓનુ સર્વથી પવિત્ર શહેર અને તીર્થની

જગા છે. આ ભાગ હવે છૂટો પાડી ત્યાંના દેશી રાજાને સોંપેલો છે. અહીંનાં પીત્તળનાં વાસણ ચિત્રકામ માટે વખણાય છે.

૫. **ફત્તેહગઢ**—ગંગા નદીના કાંઠા ઉપર છે.

૬. **ગાઝીપુર**—ગંગા નદીને કાંઠે આવેલું છે. આ શહેરમાં લોર્ડ કોર્નવૉલીસ સને ૧૮૦૫ માં મરણ પામ્યો હતો.

૭. **મીરજાપુર**—ગંગા નદીને કાંઠે આવેલું છે. એ શહેર રૂના બોહોળા વેપારને માટે અને ગાલીચાની બનાવટ માટે પ્રખ્યાત છે.

૮. **આગ્રા**—જમુના નદીને કાંઠે આવેલું છે. એ મોગલ રાજની જુની રાજધાની હતી. આ શહેરમાં બાદશાહ શાહજહાને બંધાવેલો 'તાજમહેલ' છે, જે હિંદુસ્તાનમાં સર્વથી સુંદર અને દુનીઆમાં ત્રીજા નંબરની મોટી અને ભવ્ય ઈમારત છે. આગ્રાની પાસે સીકંદ્રા નામના ગામમાં અકબર બાદશાહની ઘોર આવેલી છે.

૯. **કાલપી**—જમુનાના જમણા કાંઠા ઉપર છે.

૧૦. **મથુરા**—જમુના નદીને કાંઠે આવેલું છે. એ શેહેર કૃષ્ણની જન્મભૂમી ગણાય છે.

૧૧. **મીરત**—કાળી નદીને કાંઠે આવેલું છે. એ શહેરમાં મોટું લશ્કરી મથક છે. એ શહેરમાં દેશી રીજમીટોએ સને ૧૮૫૭માં બળવો શરૂ કર્યો હતો.

૧૨. **રૂરકી**—આ શહેરમાં ઈજનેરનું કામ શિખવવાને એક મોટી મદ્રેસા છે. એ હરદ્વારની પાસે આવેલું છે.

૧૩. અજમેર—આ શહેર રજપૂતાના પ્રાંતમાં છે, પણ એ સંયુક્ત પ્રાંતના લેફ્ટેનન્ટ ગવર્નરના તાબામાં છે. અહીં રાજકુમારોને શીખવવાની મેયોકોલેજ છે.

૧૪. લખનૌ—અયોધ્યાની રાજધાની ગોમતી નદીને કાંઠે આવેલું છે. સને ૧૮૫૭ ના બળવા વખતે અંગ્રેજોએ ઘણી જ બહાદુરીથી બળવાખોરો સામે આ શહેરનો બચાવ કર્યો હતો.

૧૫. અયોધ્યા—અયોધ્યા પ્રાંતની આગલી રાજધાની, ઘોઘરા નદીને કાંઠે આવેલું છે.

૧૬. ફૈજાબાદ—લુગડાંની બનાવટને માટે પ્રખ્યાત છે. એ ઘોઘરા નદી ઉપર આવેલું છે.

૧૭. બેરીલી—રોહીલ ખંડની જુની રાજધાનીનું શહેર છે.

૧૮. નાનીતાલ અને ૧૯. મસુરી—ડુંગરી શહેરો છે અને હવા ખાવાનાં ઠેકાણાં છે.

૨૦. રાયબરેલી ૨૧. સીતાપુર. ૨૨. ઝાંસી. ૨૩. અલીગઢ.

---

## ૧૨. બંગાળા પ્રાંત.

આ ઈલાકો સને ૧૯૧૧ સુધી લેફ્ટેનન્ટ ગવરનરના તાબામાં હતો. પરંતુ આલિજહાં ખુદાવિંદ શહેનશાહના રાજ્યારોહણ પ્રસંગે પૂર્વ બંગાળા અને આસામ નામે સને ૧૯૦૫ માં જુદા પાડેલા પ્રાંતના અમુક ભાગ પાછા મેળવીને બંગાળા પ્રાંત બનાવેલો છે, અને

હવે તે મુંબઈ અને મદ્રાસની પેઠે ગવર્નરની હકુમત હેઠળ છે. તેના બે મુખ્ય વિભાગ પાડેલા છે.

૧. કલકત્તા—બંગાળા પ્રાંતનું મુખ્ય શહેર, હુગ્લી નદીને કાંઠે આવેલું છે. એ સને ૧૯૧૧ સુધી હિંદુસ્તાનની રાજધાનીનું શહેર હતું, પણ આલિજહાં ખુદાવિંદ શાહેનશાહ પંચમ જ્યૉર્જના રાજ્યારોહણ પ્રસંગે અહીંથી પાટનગરની બદલી થયલી છે. એ શહેરમાં બોહોળો વેપાર ચાલે છે અને ઘણી શોભાયમાન મોટી મોટી હવેલીઓ છે. કલકત્તાનો કિલ્લો જેને ફૉર્ટ વિલીયમ કહે છે તે ઘણો મજબુત છે, અને તે સને ૧૬૯૬ માં બાંધવામાં આવ્યો હતો.

૨. બરાકપુર—લશ્કરનું મથક છે; અહીં પહેલાં નામદાર ગવરનર જનરલ કોઈ કોઈ વખત જઈ રહેતા હતા.

૩. સીરામપુર—અગાઉ ડેન લોકોનું સંસ્થાન હતું.

૪ ચીનસુરા—હુગ્લી નદી ઉપર આવેલું છે; એ પહેલાં વલંદા લોકોનું સંસ્થાન હતું.

૫. હુગ્લી—હુગ્લી નદી ઉપર આવેલું છે.

૬. પ્લાસી—ભાગીરથી નદીને કાંઠે આવેલું છે. એ જગાએ સને ૧૭૫૭ માં લડાઈ થઈ હતી. તેમાં કર્નલ કલાઇવે બંગાળાના નવાબ સુરાજ–ઉદ્દ–દૌલાને હરાવ્યો, અને બ્રિટીશ રાજ્યની સ્થાપના કરી હતી.

૭. મુરશીદાબાદ—ભાગીરથી નદીને કાંઠે આવેલું છે; આગળ એ શહેર રેશમનાં કારખાનાંને માટે સારૂં પ્રખ્યાત હતું.

એ મુસલમાની વખતની રાજધાની હતી. એમાં હાથી-દાંતનાં સારાં કામ થાય છે.

૮. ઢાકા—ગંગા અને બ્રહ્મપુત્રા નદીની વચ્ચે આવેલું છે. આગળ એ શહેર ઝીણી સફાઈદાર મલમલ વણવાની કારીગરી માટે વખણાતું હતું.

૯. દારજીલીંગ—હવાવાળી ઉંચી ટેકરી છે, ત્યાં ગરમીના દહાડામાં બંગાળાના ગવર્નર જઈ રહે છે.

૧૦. ચીતાગોંગ—બંગાળાના ઉપસાગરના મુખ આગળનું બંદર છે. ચાના પ્રદેશ સાથે તે જોડાયેલું છે.

૧૧. મીમેનસીંગ, ૧૨. સુરજગંજ—એ શણનાં કારખાનાં માટે પ્રખ્યાત છે.

૧૩. રાજશાહી—આ નામના પ્રગણાનું મુખ્ય શહેર છે.

૧૪. મીદનાપુર—રેશમ તથા ગળી માટે પ્રખ્યાત છે.

૧૫. નડીઆ—ચૈતન્ય નામના વૈષ્ણવ ધર્મગુરૂનું જન્મસ્થાન.

૧૬. રાણીગંજ—કોલસાની ખાણો છે.

૧૭. જેસોર. ૧૮. બર્દવાન.

---

## ૧૩. બિહાર અને ઓરિસ્સાનો પ્રાંત.

સને ૧૯૧૨ થી આ પ્રાંત જુદો પાડેલો છે. એમાં ભાગલપુર, પટણા, તીરહુટ, ઓરિસ્સા અને છોટાનાગપુરના એમ ચાર વિભાગો સમાવેલા છે. એક લેફ્ટેનન્ટ ગવરનર તે ઉપર હકુમત ચલાવે છે, ત્યાં ધારાસભા તથા કારોબારીસભા પણ સ્થપાયલી છે.

૧. મોંઘીર—ગંગા નદીને કાંઠે આવેલું છે. એ લોઢાનાં કારખાનાંને માટે પ્રખ્યાત છે.

૨. પટના—ગંગા નદીને કાંઠે આવેલું છે. એ કસબી લુગડાંની બનાવટને માટે પ્રખ્યાત છે. એ જુનામાં જુનું શહેર છે. એ મૌર્ય વંશની રાજધાનીનું શહેર હતું.

૩. બીહાર. ૪. ગયા—બુધ્ધ ધર્મનું પવિત્ર શહેર.

૫. કટક—મહા નદીને કાંઠે આવેલું છે. એ રૂપાના નકશી ચીતરકામ માટે પ્રખ્યાત છે.

૬. પુરી અથવા જગન્નાથ—હિંદુઓનું એક પવિત્ર શહેર છે.

૭. રાંચી અને ૮. હજારીબાગ—છોટાનાગપુરનાં મુખ્ય શહેર છે.

૯. સંબલપુર. ૧૦. દરભંગા. ૧૧. દીનાપુર. ૧૨. ભાગલપુર.

૧૩. બાલાસોર—બંદર છે.

---

## ૧૪. આસામ પ્રાંત.

સને ૧૯૧૨ માં આ પ્રાંતને છૂટો પાડી ચીફકમીશનરના અમલ હેઠળ મુકેલો છે અને ધારાસભા સ્થપાયલી છે.

૧. શીલોંગ—આસામ પ્રાંતની રાજધાની.

૨. ગૌહત્તી—બ્રહ્મપુત્રા નદીને કાંઠે છે. આગબોટનું મથક છે.

૩. સિલ્હેટ. ૪. સિલ્ચાર.

૫. ચેરાપુંજી—અહીં દુનિયાના બીજા ભાગ કરતાં વરસાદ (૫૨૦ ઇંચ) સૌથી વિશેષ પડે છે.

## ૧૫. બરમા ( બ્રહ્મદેશ ) પ્રાંત.

૧. માંડલે—ઉત્તર બરમાની રાજધાની ઈરાવતી નદી ઉપર છે.

૨. આવા—બરમાની આગલી રાજધાની, ઈરાવતી નદી ઉપર છે.

૩. રંગુન—લોઅર બરમાનું મુખ્ય શહેર, ઈરાવતી નદીના ફાંટા રંગુન નદી ઉપર આવેલું છે. એ હિંદમાં ત્રીજા નંબરનું મુખ્ય શહેર છે. રેશમી અને સુતરાઉ કાપડ, તથા માટીનાં કામ માટે પ્રખ્યાત છે.

૪. પેગુ—પેગુ પ્રાંતની આગલી રાજધાની, પેગુ નદી ઉપર છે. અહીંથી પુષ્કળ ચોખા પરદેશ જાય છે.

૫. આરાકાન—આરાકાન પ્રાંતનું મુખ્ય શહેર છે.

૬. તેનાશરીમ }
૭. મોલમીન } તેનાસરીમ પ્રાંતનાં મુખ્ય શહેર.

---

## ૧૬. નેપાલ.

૧. ખટમંડુ—નેપાલની રાજધાની.

૨. મકવાનપુર—નેપાલમાં છે. આ જગોએ સને ૧૮૧૬ માં સર ડેવીડ ઓકટરલોનીએ ગુરખા લોકોને હરાવ્યા હતા.

૩. લલિતપટ્ટણ.

---

## ૧૭. ભૂતાન.

૧. તેસીટચુદન—ભૂતાન પ્રાંતની રાજધાની.

૨. પુનાખાં. ૩. સીકીમ—અહીંથી ત્રાંબુ નીકળે છે. એમાં કીમતી જંગલો છે.

---

## ૧૮. ફીરંગી સંસ્થાન.

૧. ગોવા—ફીરંગી સસ્થાનની રાજધાની, અરબ્બી સમુદ્રના કિનારા ઉપર છે.

૨. દમણ—મુંબઈ બેટની ઉત્તરે છે.

૩. દીવ—કાઠીઆવાડ દ્વીપકલ્પની દક્ષિણે બેટ છે.

---

## ૧૯. ફ્રેંચ સંસ્થાન.

૧. પોન્ડીચરી—ફ્રેંચ સંસ્થાનની રાજધાની, મદ્રાસ કોરો-માન્ડલ કીનારા ઉપર છે.

૨. ચન્દ્રનગર—કલકત્તાની ઉત્તરે હુગ્લી નદી ઉપર છે.

૩. યાનાન—ગોદાવરી નદીના મુખ આગળ છે.

૪. કરીકલ—કોરોમાંડલ કીનારા ઉપર છે.

૫. માહિ—મલબાર કીનારા ઉપર છે.

---

## પ્રકરણ ૫ મું.

# સીલોનનાં શહેરો.

૧. કોલંબો—સીલોનની રાજધાની. એ મુખ્ય બંદર છે.
૨. કાન્ડી—સીલોનની આગલી રાજધાની.
૩. ગાલી. ૪. ત્રીન્કોમાલી. ૫. માટરા. ૬. રત્નપુરા.
૭. પોઇન્ટ ડી ગાલ—એક સુંદર બંદર છે.

---

## પ્રકરણ ૬ ઠું.

# એશિયા ખંડ.

## ૧. એશિયા ખંડની સીમા, વગેરે.

એશિયા જે સર્વથી મોટો ખંડ છે, તે જુની દુનિયાની જમીનનો ત્રીજો ભાગ રોકે છે. મનુષ્ય જાતની ઉત્પત્તિ પહેલી એશિયા ખંડમાં થઈ હતી, એવું ધારવામાં આવે છે; અને બળવાન અને સુધરેલાં રાજ્ય પહેલાં એ જ ખંડમાં સ્થાપવામાં આવ્યાં હતાં. દુનિયાના સઘળા પ્રખ્યાત ધર્મોની ઉત્પત્તિ પણ એ જ ખંડમાં થઈ હતી.

**સીમા**—એશિયા ખંડની ઉત્તરે આર્કટીક મહાસાગર છે; પશ્ચિમે યુરલ પર્વત, યુરલ નદી, કાસ્પિયન સમુદ્ર, કોકેસસ પર્વત, કાળો સમુદ્ર, મારમોરાનો સમુદ્ર, ઇજીયન સમુદ્ર, ભૂમધ્ય સમુદ્ર, સ્વેજની

નેહેર અને રાતો સમુદ્ર છે; દક્ષિણે હિંદી મહાસાગર અને પૂર્વે પાસિફિક મહાસાગર છે.

એશિયા ખંડ યૂરોપ સાથે યુરલ અને કોકેસસ પર્વતોથી જોડાયલો છે; રાતો સમુદ્ર એને આફ્રિકા ખંડથી જુદો પાડે છે; અને બેહેરીંગની સાંમુદ્રધુની એને અમેરીકાથી જુદો પાડે છે, હિંદી મહાસાગર અને પેસીફીક મહાસાગર તેને ઓસ્ટ્રેલીયાથી જુદો પાડે છે.

વિસ્તાર--એશિયા ખંડ સરાસરી આશરે ૬,૦૦૦ મૈલ લાંબો અને ૫,૪૦૦ મૈલ પોહોળો છે. એનું ક્ષેત્રફળ સુમારે ૧,૭૫,૦૦,૦૦૦ ચોરસ મૈલ છે; અને એ ખંડ યૂરોપથી સાડા ચાર ઘણો મોટો છે. એમાં સુમારે ૮૫,૦૦,૦૦,૦૦૦ માણસની વસ્તી છે.

ધર્મ—એશિયામાં ચાર મુખ્ય મોટા ધર્મ છે. ૧. હિંદુ—હિંદુસ્થાનમાં, ૨. બૌદ્ધ—મુખ્યત્વે ચીન, જાપાન અને લંકામાં, ૩. ઇસ્લામી--તુર્કી, ઇરાન અને હિંદુસ્થાનમાં, અને ૪. ખ્રીસ્તી આર્મીનિયા અને યુરોપીઓમાં.

---

## ૨. દેશો.

૧. એશિઆઈ તુર્કસ્તાન—( વિભાગો—૧. એશિયા માઈનર. ૨. આર્મીનિયા ; ૩. કુર્દિસ્તાન ; ૪. સીરિયા. )

૨. અરબસ્તાન. (વિભાગો—૧. તુર્કી, ૨. મીસરી, ૩. બ્રિટીશ અને ૪. દેશી રાજ્ય ).

૩. પર્શીયા અથવા ઇરાન.

૪. બલુચિસ્તાન.
૫. અફગાનીસ્તાન.
૬. તાર્ત્તરી.
૭. હિંદુસ્તાન (બ્રહ્મદેશ સહિત)
૮. સીલોન અથવા સિંહલદ્વીપ.
૯. ઈન્ડીયન ચાઈના કે હિંદીચીન—(વિભાગો—૧. સિયામ, ૨. આનામ, ૩. કેમબોડીયા, ૪. લોઅર કોચીન ચાઇના. ૫. મલાયા દ્વીપકલ્પ).
૧૦. ચાઈનીસ એમ્પાયર—(વિભાગો–૧. ચાઇના અથવા ચીન, ૨. કોરીઆ, ૩. ટિબેટ, ૪. મંગોલીયા, ૫. મન્ચુરિયા).
૧૧. જાપાન.
૧૨. એશિઆઈ રૂશિયા—(વિભાગો–૧. સાઈબીરિયા, ૨. રૂશિયન તુર્કસ્તાન, ૩. ટ્રાન્સ કોકેશિયા).

---

## ૩. બેટ.

### (અ) ભૂમધ્ય સમુદ્ર માંહેલા બેટો.

૧. સાઇપ્રસ
૨. રોહોડ્સ
૩. સામોસ.
૪. લિસ્બોન.

} એશિયા માઈનરની દક્ષિણે.

### (આ) ઈરાની અખાત માંહેલા બેટો.

૧. બહેરીન—અરબસ્તાનની પૂર્વે.
૨. ઓરમઝ, કર્ક અને કીશ્મ—ઈરાનની દક્ષિણે.
૩. સોકોટ્રા—અરબસ્તાનની દક્ષિણે.

(ઈ) હીંદી મહાસાગર માંહેલા બેટો.

૧. મુંબઈ
૨. સાલસેટ } હિંદુસ્તાનની પશ્ચિમે.
૩. લકદીવ બેટો
૪. માલદીવ બેટો } હિંદુસ્તાનની નૈઋત્ય દિશાએ.
૫. સીલોન—હિંદુસ્તાનની દક્ષિણે.
૬. આન્ડામન બેટો
૭. નીકોબાર બેટો
૮. મર્ગવી બેટો } બરમાની દક્ષિણે.
૯. પીનાંગ—મલાયા દ્વિપકલ્પની પશ્ચિમે.
૧૦. પેરીમ—બાબલમાંડબની સામુદ્રધુનીમાં

(ઉ) પાસિફિક મહાસાગર માંહેલા બેટો.

૧. એલ્યુશિયન બેટો—સાઈબીરિયાની પૂર્વે.
૨. કયુરાઈલ બેટો
૩. સંઘેલીયન } સાઈબીરિયાની પૂર્વે.
૪. જાપાની બેટો—(યસો, નિફોન, સિકોક, કયુસ્યુ).
૫. લુચુ બેટો—ચીનની પૂર્વે.
૬. ફોરમોસા—ચીનની પૂર્વે.

૭. ચુસન
૮. હોંગકોંગ
૯. મકાઉ
૧૦. હેનાન

} ચીનની દક્ષિણે.

૧૧. મલેશિયા અને મલાયા બેટો (સુમાત્રા, અને જાવા, સીલીબીસ, વલંદાને તાબે છે. બોરનીઓ, વલંદા અને અંગ્રેજોના તાબામાં વહેચાયલો છે. મોલકકા બેટો) ફિલિપાઈન, એશિયાના અગ્નિખૂણામાં.

## (ઊ) ઉત્તર મહાસાગર માંહેલા બેટો.

૧. ન્યુસાઈબીરીયા
૨. લીયાખોવ

} સાઈબીરિયાની ઉત્તરે.

---

## ૪. દ્વીપકલ્પ.

૧. એશિયા માઈનર—પશ્ચિમે એશિયાઈ તુર્કસ્તાનમાં કાળા અને ભૂમધ્ય સમુદ્રની વચ્ચે.

૨. અરબસ્તાન—એશિયાની પશ્ચિમે, રાતા સમુદ્ર અને ઈરાની અખાતની વચ્ચે.

૩. ઈન્ડિયા—હિંદુસ્થાન—એશિયાની દક્ષિણે, અરબ્બી સમુદ્ર અને બંગાળાના અખાતની વચ્ચે.

૪. કાઠીયાવાડ—હિંદુસ્તાનચી પશ્ચિમે, કચ્છ અને ખંભાતના અખાતની વચ્ચે.

૫. હીંદીચીન—(ઈન્ડીયન ચાઈના) હિંદુસ્થાનના અગ્નિકોણમાં ચીનની દક્ષિણે.

૬. મલાયા દ્વીપકલ્પ—ઇન્ડિયન ચાઈનાની દક્ષિણે, બંગાળા અને સિયામના અખાતની વચ્ચે.
૭. કોરીઆ—ચીનાઈ મહારાજ્યની પૂર્વે, પીળા અને જાપાન સમુદ્રની વચ્ચે.
૮. કામશ્કાટકા—સાઈબીરિયાની પૂર્વે, આકોતસ્ક અને કામશ્કાટકા સમુદ્રની વચ્ચે.

---

## ૫. સંયોગી ભૂમિ.

૧. ક્રાની સંયોગી ભૂમિ—સિયામ અને મલાયા દ્વિપકલ્પને જોડે છે અને બંગાળા અને સિયામના અખાતોને છૂટા પાડે છે.

---

## ૬. ભૂશિર.

૧. બાબા—એશિયા માઈનરની વાયવ્ય દિશાએ.
૨. રાસઅલહદ—અરબસ્તાનના અગ્નિકોણમાં.
૩. ડન ડ્રાહેડ—સીલોનની દક્ષિણે.
૪. કોમોરીન—હિંદુસ્તાનની દક્ષિણે.
૫. નિગ્રેસ—બ્રહ્મદેશની દક્ષિણે.
૬. રોમાનીઆ—મલાયા દ્વિપકલ્પની દક્ષિણે.
૭. કામ્બોડીઆ—ફ્રેંચ કોચીન ચીનમાં.
૮. ઍંગોનો—લૂઝોનની પૂર્વે.

૯. નોટોરો—સંઘેલીયનની દક્ષિણે.
૧૦. લોપાટકા—કામશ્ચાટકાની દક્ષિણે.
૧૧. પૂર્વ ભૂશિર ( ઇસ્ટ કેપ )—સાઇબીરિયાના ઈશાન કોણમાં.
૧૨. સીવેરો—સાઈબીરિયાની ઉત્તરે.

---

## ૭. ઉચ્ચ-સમ્-ભૂ-દેશ.

૧. તિબેટનો ઉચ્ચ-સમ્-ભૂ-દેશ—મધ્ય એશિયામાં ઉત્તરે સાઇબીરિયાથી તે દક્ષિણે હિમાલય પર્વત સુધી અને પશ્ચિમે બોલોર પર્વતથી તે પૂર્વે મન્ચુરિયા સુધી એ દુનીયામાં સૌથી મોટો પ્રદેશ છે. તેની ઉંચાઈ પર્વત જેટલી છે.
૨. ઈરાનનો ઉચ્ચ-સમ્-ભૂ-દેશ—એશિયા ખંડની પશ્ચિમે કાળા સમુદ્રથી સિંધુ નદી સુધી.
૩. મંગોલીયા. ૪. અફગાનિસ્તાન.

---

## ૮. પર્વત.

૧. તૌરસ પર્વત—એશિયામાઈનરમાં.
૨. લેબનોન પર્વત—સીરિયામાં.
૩. એરેરેત પર્વત—આર્મીનિયામાં.
૪. કોકેસસ પર્વત—કાળા અને કાસ્પિયન સમુદ્રની વચ્ચે શિખર—અલબર્જ.

૫. અલબર્જ પર્વત—ઈરાનની ઉત્તરે.
   શિખર—દમાવંડ.
૬. હિંદુકુશ પર્વત—અફગાનિસ્તાનમાં.
૭. સુલેમાન પર્વત—પંજાબ પ્રાંતની પશ્ચિમે.
૮. હાલા પર્વત—સિંધ પ્રાંતની પશ્ચિમે.
૯. અરવલ્લી—રજપૂતાનામાં.
૧૦. વિંધ્યા પર્વત } મધ્ય હિંદુસ્તાનમાં.
૧૧. સાતપુડા પર્વત }
૧૨. પશ્ચિમઘાટ }
૧૩. પૂર્વ ઘાટ } દક્ષિણ હિંદુસ્તાનમાં.
૧૪. નીલગિરિ પર્વત }
૧૫. હિમાલય પર્વત—હિંદુસ્તાનની ઉત્તરે.
   શિખર—૧. એવરેસ્ત અથવા ગવરીશંકર એની ઉંચાઈ ૨૯,૦૦૨ ફીટ છે. ૨. ધવલગિરિ, ૩. કાંચનગંગા.
૧૬. કર્કોરામ પર્વત—કાશ્મીરની ઉત્તરે.
૧૭. કવેનલન પર્વત—પૂર્વ તાર્ત્તારી અને તિબેટની વચ્ચે.
૧૮. બોલોર પર્વત—તુર્કસ્તાન અને પૂર્વ તાર્ત્તારીની વચ્ચે.
૧૯. થિયાનશાન પર્વત—પૂર્વ તાર્ત્તારીની ઉત્તરે.
૨૦. ચુનલિંગ—ચિન અને ટીબેટની વચ્ચે.
૨૧. આલ્તાઈ પર્વત—સાઈબીરિયાની દક્ષિણે અને ચીનાઈ રાજ્યની ઉત્તરે.
૨૨. યુરલ પર્વત—સાઇબીરિયાની પશ્ચિમે.

## ૯. જ્વાળામુખી પર્વત.

૧. કલુચ્ચેવ—કામશ્ચાટકામાં.
૨. ફ્યુસીયાશી—જાપાનમાં.

---

## ૧૦. રણ.

૧. સીરિયાનું રણ—લેબનોનની પૂર્વે.
૨. ગોબી અથવા શામોનું રણ—મંગોલિયાની દક્ષિણે.
૩. અર્બસ્તાનનું રણ—અર્બસ્તાનમાં.
૪. હિંદી રણ—સિંધુ નદીની પૂર્વે.

---

પ્રકરણ ૭ મું.

# એશિયા ખંડ.

## ૧. સમુદ્ર અને અખાત.

૧. કાળો સમુદ્ર—એશિયાઈ તુર્કસ્તાનની ઉત્તરે.
૨. મારમોરાનો સમુદ્ર—એશિયા માઈનરની ઉત્તરે.
૩. ઇજિયન સમુદ્ર—(આર્કીપેલેગો)—એશિયા માઈનરની પશ્ચિમે.
૪. ભૂમધ્ય સમુદ્ર—એશિયાઇ તુર્કસ્તાનની પશ્ચિમે.
૫. રાતો સમુદ્ર—એશિયાઈ તુર્કસ્તાનની પશ્ચિમે.

૬. એકોલાનો અખાત—રાતા સમુદ્રની સાથે.
૭. એડનનો અખાત—અરબસ્તાનની દક્ષિણે.
૮. ઓમાનનો અખાત } અરબસ્તાન અને ઈરાનની
૯. ઈરાનનો અખાત } વચ્ચે.
૧૦. અરબ્બી સમુદ્ર—અરબસ્તાન અને હિંદુસ્તાનની વચ્ચે.
૧૧. માનનો અખાત—અરબ્બી સમુદ્રની પાસે.
૧૨. કચ્છનો અખાત } હિંદુસ્તાનની વચ્ચે.
૧૩. ખંભાતનો અખાત }
૧૪. મનારનો અખાત—હિંદુસ્તાનની પૂર્વે.
૧૫. બંગાળાનો ઉપસાગર—હિંદુસ્તાનની પૂર્વે.
૧૬. માર્ટાબાનનો અખાત—બરમાની દક્ષિણે, હિંદી મહાસાગરમાં.
૧૭. સિયામનો અખાત—સિયામ પ્રાંતની દક્ષિણે.
૧૮. તોંગકીંગનો અખાત—આનામ પ્રાંતની પૂર્વે, ચાઈના સમુદ્રની પાસે.
૧૯. ચાઈના સમુદ્ર—ચીનની દક્ષિણે.
૨૦. પીળો સમુદ્ર—ચીન અને કોરીઆની વચ્ચે.
૨૧. જાપાની સમુદ્ર—જાપાનના બેટોની પશ્ચિમે.
૨૨. પીચીલી અખાત-પીળા સમુદ્રની સાથે.
૨૩. તાર્ત્તરીનો અખાત—સાઈબીરિયા અને સઘેલીઅન બેટની વચ્ચે.
૨૪. ઓકોતસ્કનો સમુદ્ર—સાઈબીરિયા અને કામશ્ચાટકાની વચ્ચે.

૨૫. કામશ્ચાટકા સમુદ્ર—કામશ્ચાટકા દ્વીપકલ્પની પૂર્વે.
૨૬. બહેરીંગ સમુદ્ર } સાઈબીરિયાની પૂર્વે, પાસીફીક
૨૭. અનાદીરનો અખાત } મહાસાગરમાં.
૨૮. ઓબીનો અખાત } સાઈબીરિયાની ઉત્તરે, ઉત્તર મહા-
૨૯. ટઝનો અખાત } સાગરમાં.

---

## ૨. સામુદ્રધુની.

૧. બાસ્પરસ અથવા કોનસ્ટાન્ટિનોપલ—કાળા અને મારમોરાના સમુદ્રને જોડે છે.

૨. દાર્દનલ્સ અથવા હેલેસ્પોન્ટ—મારમોરા અને ઇજિયન સમુદ્રને જોડે છે.

૩. સ્વેજની નેહેર—ભૂમધ્ય અને રાતા સમુદ્રને જોડે છે.

૪. બાબલમાન્ડબ—રાતો સમુદ્ર અને એડનના અખાતને જોડે છે.

૫. ઓરમઝ—ઈરાની અખાત અને ઓમાનના અખાતને જોડે છે.

૬. પાકની સામુદ્રધુની—હિંદુસ્તાન અને સીલોનની વચ્ચે.

૭. મલાક્કા—મલાયા દ્વીપકલ્પ અને સુમાત્રાની વચ્ચે.

૮. હેઈનાન—હેઇનાન અને ચીનની વચ્ચે.

૯. ફોરમોસા—ફોરમોસા તથા ચીનની વચ્ચે.

૧૦. કોરીઆની ખાડી—કોરીઆ અને જાપાનની વચ્ચે, જાપાની અને પીળા સમુદ્રને જોડે છે.

૧૧. સેંગર—નીફ્રોન અને યસો બેટની વચ્ચે.

૧૨. લા પૅરૂસ—યસો અને સંઘેલીયન બેટની વચ્ચે.

૧૩. બહેરીંગની સામુદ્રધુની—એશિયા અને અમેરીકાની વચ્ચે, બે ખંડને જુદા પાડે છે.

---

## ૩. સરોવર.

૧. વાન સરોવર—આર્મીનિયાની દક્ષિણે.

૨. ડેડસી [ મૃત્યુ સરોવર ]—સીરિયામાં, એ ખારા પાણીનું મોટું સરોવર છે. એમાં માછલાં પણ જીવતાં નથી. તેમ કાંઠે વૃક્ષ ઉગતાં નથી.

૩. ઉરૂમિયા—ઈરાનમાં.

૪. કાસ્પીઅન સમુદ્ર—ઈરાનની ઉત્તરે. દુનિયામાં સૌથી મોટામાં મોટું ખારા પાણીનું સરોવર છે.

૫. હામુન સરોવર } અફગાનીસ્તાનમાં.
૬. ઝુરા }

૭. ઍરલ સમુદ્ર—રૂશિયાઈ તાર્ત્તરીમાં.

૮. રાવન સરોવર }
૯. માન સરોવર } સાઈબીરિયાની દક્ષિણે
૧૦. તેગ્રીનાર સરોવર } ટીબેટમાં.
૧૧. પાલ્ટા સરોવર }

૧૨. બાલ્કસ સરોવર } સાઈબીરિયાની દક્ષિણે ટીબેટમાં.
૧૩. બેકલ સરોવર } દુનીયામાં સૌથી ઉંડું મીઠા પાણીનું સરોવર.

૧૪. લોબનોર—પૂર્વ તાર્ત્તરીમાં.

૧૫. ચિલ્કા } હિન્દુસ્થાનમાં આવેલાં છે. ૧૭. ટાંગટિંગ } ચીનમાં
૧૬. કોલર } ૧૮. પોયાંગ } આવેલાં છે.

---

## ૪. નદીઓ.

૧. યુફ્રેતીસ } તોરસ પર્વતમાંથી નીકળીને એશિયાઈ તુર્ક-
૨. તાઈગ્રીસ } સ્તાનમાં વહે છે, અને ઈરાની અખાતને મળે છે. આ બે નદીઓ ઈરાની અખાતને મળવાની આગમચ જોડાઈ જઈને એક નદી બને છે. તેને શેત-અલ-એરબ કહે છે.

૩. જોરડન—લેબનોન પર્વતમાંથી નિકળીને સીરિયામાં વહે છે, અને મૃત્યુ સરોવરને મળે છે.

૪. હેલમંદ—હિંદુકુશ પર્વતમાંથી નિકળીને અફગાનીસ્તાનમાં વહે છે, અને હામુન સરોવરને મળે છે.

૫. આમુદરિયા અથવા ઓક્સસ—હિંદુકુશ પર્વતમાંથી નિક-ળીને રૂશિયાઈ તાર્તરીમાં વહે છે, અને એરલ સમુદ્રને મળે છે.

૬. સીરદરિયા અથવા સીહુન—થીઆનશાન પર્વતમાંથી

નિકળીને રૂશિયાઈ તાર્તરીમાં વહે છે, અને એરલ સમુદ્રને મળે છે.

૭. ચારકંદ—હિંદુકુશ પર્વતમાંથી નિકળીને પૂર્વ તાર્તરીમાં વહે છે, અને લોબનોર સરોવરને મળે છે.

૮. કુર—તોરસ પર્વતમાંથી નિકળીને ટ્રાન્સકોકેશિયામાં વહે છે, અને કાસ્પિયન સમુદ્રને મળે છે.

૯. યુરલ નદી—યુરલ પર્વતમાંથી નિકળીને સાઈબીરિયાની પશ્ચિમે વહે છે, અને કાસ્પિયન સમુદ્રને મળે છે.

| | |
|---|---|
| ૧૦. ઓબી<br>૧૧. યેનીસી<br>૧૨. લીના | આલ્તાઈ પર્વતમાંથી નિકળીને સાઈબીરિયામાં વહે છે, અને ઉત્તર મહાસાગરને મળે છે. એ ત્રણ નદીઓ ઘણી જ મોટી અને ધીમી છે. |

૧૩. આમુર—આલ્તાઈ પર્વતમાંથી નિકળીને મંગોલિયા, મન્ચુરિયા અને સાઈબીરિયામાં વહે છે, અને આમુરના અખાતને મળે છે.

૧૪. પેઈહો—ચીન દેશમાં વહે છે, અને પીળા સમુદ્રને મળે છે.

| | |
|---|---|
| ૧૫. હોએન્ગો<br>૧૬. યાંગસેકયાંગ | ટીબેટમાંથી નીકળી ચીન દેશમાં વહે છે, અને પાસિફિક મહાસાગરને મળે છે. |

૧૭. કન્તાન—ચીન દેશમાં વહે છે, અને ચાઇના સમુદ્રને મળે છે.

૧૮. મીકોંગ અથવા કામબોડિયા—ઈન્ડીયન ચાઈનામાં વહે છે, અને ચાઇના સમુદ્રને મળે છે.

૧૯. મીનામ—સિયામ પ્રાંતમાં વહે છે, અને સિયામના અખાતને મળે છે.

| | | |
|---|---|---|
| ૨૦. સાલ્વન<br>૨૧. ઈરાવતી | | બરમા પ્રાંતમાં વહે છે, અને માર્ટાબાનના અખાતને મળે છે. |
| ૨૨. બ્રહ્મપુત્રા<br>૨૩. ગંગા અથવા ગેન્જીસ<br>૨૪. મહાનદી<br>૨૫. ગોદાવરી<br>૨૬. કૃષ્ણા<br>૨૭. કાવેરી | | હિંદુસ્તાનમાં વહે છે, અને બંગાળાના અખાતને મળે છે. |

૨૮. સિંધુ—હિંદુસ્તાનમાં વહે છે, અને અરબ્બી સમુદ્રને મળેછે.

| | | |
|---|---|---|
| ૨૯. સાબરમતી<br>૩૦. મહી<br>૩૧. નર્મદા<br>૩૨. તાપી | | હિંદુસ્તાનમાં વહે છે, અને ખંભાતના અખાતને મળે છે. |

---

પ્રકરણ ૮ મું.

# એશિયાનાં શહેરો.

## ૧. એશિયાઈ તુર્કસ્તાન.

૧. સ્મર્ના—એશિયાઈ તુર્કસ્તાનની રાજધાની, અને એશિયા માઈનરનું મુખ્ય શહેર. એ યૂરોપના વેપારનું મુખ્ય મથક છે, અહીંનું રેશમ અને સુક્કો મેવો વખણાય છે.

૨. અર્જરૂમ—આર્મીનિયાનું મુખ્ય શહેર, વેપારનું મથક.

૩. ટ્રેબિઝોન્ડ—કાળા સમુદ્ર ઉપર મોટું બંદર.

૪. બગદાદ—કુર્દીસ્તાનનું મુખ્ય શહેર, તાઇગ્રીસ નદી ઉપર આવેલું છે, એમાં આગળ મુસલમાન ધર્મના ખલીફાની ગાદી હતી.

૫. બસરા—વેપારનું મુખ્ય બંદર છે, એ યુફ્રેતિસ નદીને કાંઠે આવેલું છે.

૬. મોસલ—તાઇગ્રીસ નદી ઉપર આવેલું છે. અસલના વખતનું પ્રખ્યાત 'નીનેવ્હે' શહેર આ શહેર નજદીક હતું.

૭. હીલ્લા—યુફ્રેતિસ નદી ઉપર આવેલું છે. અસલના વખતનું પ્રખ્યાત 'બાબીલન' શહેર આ જગાએ હતું.

૮. દમાસ્કસ—સીરિયાનું મુખ્ય શહેર. એ શહેર હાલ દુનિયામાં સર્વથી જુનું ગણાય છે. અહીં તરવાર બને છે.

૯. અલેપ્પો (હલેપ)—સીરિયાનું વેપારનું મુખ્ય મથક. જ્યારે દરીયાઈ વેપાર નહતો ત્યારે યુરોપ એશિયાના વેપારનો મુખ્ય એ માર્ગ હતો.

૧૦. જેરૂસલમ—પાલેસ્તાઇનમાં યાહુદી અને ખ્રીસ્તી ધર્મનું પવિત્ર શહેર.

૧૧. સીડન } પ્રાચીનકાળનાં મોટાં વેપારનાં મથક. પ્રથમ કાચ
ટાયર } અહીં બન્યો હતો.

---

## ૨. અરબસ્તાન.

૧. મક્કા—અરબસ્તાનની રાજધાની, હજરત મહમદ પેગંબરની

જન્મભૂમિ અને મુસલમાનોનું પવિત્ર શહેર. તેઓ અહીં હજ કરવાને આવે છે.

૨. જેદ્દા—રાતા સમુદ્રમાં મક્કાનું બંદર છે.

૩. મદીના—મક્કાની ઉત્તરે આવેલા એ શહેરમાં હજરત મહમદ પેગંબરની ઘોર છે.

૪. મોખા—રાતા સમુદ્ર ઉપર કિલાકોટવાળું બંદર. અહીં બુંદનો વેપાર સારો ચાલે છે.

૫. મસકત—એ વેપારનું મુખ્ય મથક છે. એ ઓમાનના સુલતાન ઇમામની રાજધાની છે. અહીંનાં દાડમ ઘણાં જ વખણાય છે. એ અરબસ્તાનમાં સૌથી વિશેષ મોટું શહેર ગણાય છે.

૬. રિઆડ—નજદ પ્રાંતની રાજધાની. અહીંનો હાકેમ ઘોડા ઉછેરવામાં નામીચો ગણાય છે.

૭. એડન—અંગ્રેજ સરકારના તાબામાં છે. મુંબઈના ના. ગવરનરની હકુમત ચાલે છે. એ ઘણું જ સારૂં બંદર છે. એ વેપાર માટે અગત્યનું મથક છે.

---

## ૩. પરશિયા અથવા ઇરાન.

૧. તેહરાન—ઇરાનની રાજધાની, શેત્રંજી માટે વિખ્યાત છે.

૨. ઇસ્ફહાન—ઇરાનની આગલી રાજધાની.

૩. શીરાજ--અહીં પ્રખ્યાત કવિ હાફીઝ અને શાદીની કબરો છે. અહીંનો દારૂ પ્રસિદ્ધ છે.

૪. યજદ—જરથોસ્તીઓનું મુખ્ય શહેર. ૫. કેરમાન.

૬. મશદ—એ નગર તાર્તરી અને હેરાતનું વેપારનું મથક છે.

૭. આસ્ત્રાબાદ—એ બંદર છે. ૮. તેબ્રીઝ—વેપારનું મુખ્ય શહેર.

૯. બુશાયર—હિંદુસ્તાનના વેપારનું, ઈરાની અખાતનું બંદર.

૧૦. આબાસબંદર. ૧૧. નિશાપુર.

---

## ૪. બલુચિસ્તાન.

૧. ખીલાત—બલુચિસ્તાનની રાજધાની, એમાં મોટો સરદાર, ખાન ઉનાળામાં રહે છે.

૨. કવેટા—અહીં અંગ્રેજ લશ્કરની મોટી છાવણી રહે છે અને સરસદ ઉપર લુંટફાટ કરતા તાયફાવાળાઓને કબજામાં રાખે છે. એ બોલન ઘાટને મથાળે છે.

૩. ગંડાવા—સિંધુની ખીણમાં, અહીં ખાન શિયાળામાં રહે છે.

---

## ૫. અફગાનિસ્તાન.

૧. કાબુલ—અફગાનિસ્તાનની રાજધાની, કાબુલ નદી ઉપર.

અહીંના રાજા, અમીર કહેવાય છે ને તે સ્વતંત્ર છે.

૨. હેરાત—વાયવ્ય ખુણામાં એ અગત્યનું કસ્બાનું મથક છે.

૩. કંદહાર—કોટબંધ પ્રખ્યાત શહેર છે.

૪. ગિજની—અસલની રાજધાની. હિંદ ઉપર બાર સ્વારી કરનાર મહમદ ગજનવીની તે રાજધાની હતી.

૫. જલાલાબાદ—કાબુલ નદી ઉપર અફગાન વિગ્રહમાં સર રોબર્ટ સાલે અહીં અંગ્રેજોનો બચાવ બહુ જ સારી રીતે કર્યો હતો.

૬. બલ્ખ—પારસીઓના મૂળ ધર્મગુરૂ મહાત્મા જરથોસ્તની જન્મભૂમી છે. હાલ એ ખંડેર છે.

---

## ૬. તાર્ત્તરી.

### ૧. પશ્ચિમ તાર્ત્તરી.

૧. બોખારા—તાર્ત્તરીની રાજધાની. એ મુસલમાની વિદ્યા માટે પ્રખ્યાત છે.

૨. ખીવા—વેપાર માટે પ્રખ્યાત છે.

---

## ૨. પૂર્વ તાર્ત્તરી.

૧. યારકન્ડ—પૂર્વ તાર્ત્તરીનું મુખ્ય શહેર, યારકન્ડ નદી ઉપર.
૨. કાશગર—યાકુબ બેગની રાજધાની છે.
૩. ખોતાન.

---

## ૭. હિંદુસ્તાન.

( હિંદુસ્તાનનાં શહેરો વિષે જુઓ પ્રકરણ ૪ થું ).

---

## ૮. સીલોન.

૧. કોલંબો—સીલોનની રાજધાની.
૨. કાન્ડી—સીલોનની આગલી રાજધાની.
૩. ગાલી. ૪. ત્રીન્કોમાલી.

---

## ૯. ઇન્ડીયન ચાઇના, હીંદી ચીન.

૧. બાંગકોક—સિયામના સ્વતંત્ર રાજ્યની રાજધાની, મીનામ નદી ઉપર છે.
૨. યુથીઆ—બાંગકોકની ઉત્તરે; અગાઉની રાજધાની હતી.
૩. હુએ—આનામ પ્રાંતનું મુખ્ય શહેર અને રાજધાની છે.

૪. સાઇગોન—લોઅર કોચીન ચાઇનાનું મૂખ્ય શહેર. એ ફ્રાન્સને તાબે છે.
૫. ચુડાંગ—ફ્રાન્સના તાબાના રાજાના કાંબોડિયા પ્રાંતની રાજધાની.
૬. હોનોઈ—ફ્રાન્સના તાબાના રાજાના ટોકીંગ પ્રાંતની રાજધાની.
૭. શીંગાપોર—મલાક્કાની સામુદ્રધુની ઉપર અગત્યનું શહેર.
૮. પીનાંગ—મલાક્કાના ટાપુનું બંદર.
૯. મલાક્કા—ડચ લોકોનું જુનું વેપારનું બંદર, હાલ અંગ્રેજોના હાથમાં છે.
૧૦. વેલેસ્લી—મલાયામાં અંગ્રેજોનું સંસ્થાન છે.
૧૧. પેરા—મલાયાનાં દેશી રાજ્યોનું મુખ્ય શહેર.

---

## ૧૦. ચાઇનીસ એમ્પાયર.

૧. પેકિન—ચીન દેશની રાજધાની, પેઈહો નદી ઉપર છે.
૨. ટીએન્ટસીન—પેકીનનું બંદર. ૩. હંકાઉ.
૪. નાનકીન—યાંગસેક્યાંગ નદી ઉપર છે, એમાં ઘણાં હુન્નરનાં કારખાનાં છે.
૫. શાંગહાઈ
૬. ફ્રેન્ટોન } પરદેશ જોડેના વેપારનાં મુખ્ય શહેર.
૭. હાંગકાંગ—અંગ્રેજોને તાબે છે.
૮. કંતાન—અંગ્રેજોને તાબે મુખ્ય બંદર છે.

૯ મકફાઉ—પોરટયુગીઝને તાબે છે.

૧૦. પોર્ટઆર્થર—મંચુરીઆમાં રૂશિયા અને જાપાન વિગ્રહમાં યુદ્ધનું સ્થળ.

૧૧. કુલગા—મંગોલિયામાં મુખ્ય શહેર.

૧૨. મકદન—મંચુરિયાની રાજધાની.

---

## ટીબેટ.

૧. લાસા—ટીબેટનું મુખ્ય શહેર, બૌધ્ધ ધર્મનું પવિત્ર ધામ છે. એમાં મુખ્ય આચાર્ય લામા રહે છે.

---

## કોરિયા.

૧. શીઓલા—કોરિયાની રાજધાની.

૨. યુએનશાન.

---

## ૧૧. જાપાન.

૧. યદો અથવા ટોકિયો—જાપાનની રાજધાની, નીફોન બેટમાં છે.

૨. યોકોહામા. ૩. નાગાસાકી—એ મુખ્ય બંદરો છે.

૪. કીઓટો—જુની રાજધાની. ૫. ઓસાકા.

---

## ૧૨. એશિયાઈ રૂશિયા.

૧. તોબોલસ્ક—સાઈબીરિયાના પશ્ચિમ ભાગનું મુખ્ય શહેર.
૨. ઈર્કુતસ્ક—એ પૂર્વ ભાગનું મુખ્ય શહેર છે.
૩. કિયાખ્તા.
૪. તિફ્લિસ—ત્રાન્સકોકેશિયાનું મુખ્ય શહેર, વેપારને માટે પ્રખ્યાત છે.
૫. તાશકન્દ—એ તૈમુરની રાજધાની, એમાં તેની કબર છે. રૂશિયાઈ તાર્તરીનું મુખ્ય શહેર.
૬. સમરકન્દ—એ બાબરની રાજધાની હતી. એમાં તૈમુરની કબર છે.
૭. મર્વ—એનાં જુનાં ખંડેરો હયાત છે.
૮. બોખારા--પશ્ચિમ તુર્કસ્તાનનું મુખ્ય શહેર.
૯. બાકુ--અહીં ઘાસલેટનો મોટો વેપાર છે.
૧૦. ખોકન્દ.

---

### પ્રકરણ ૯ મું.

## નદીઓ અને તે ઉપર આવેલાં મુખ્ય શહેરો.

૧. ઈરાવતી નદી ... માન્ડલે; અમરપુર; આવા;
... ... પ્રોમ; બેસીન; રંગુન.
૨. બ્રહ્મપુત્રા નદી... ... ... લાસા; ગૌહત્તી.

| | | |
|---|---|---|
| ૩. ગંગા નદી | ... ... | હરદ્વાર; મીરત; અલીગઢ; કાનપૂર; મીરજાપૂર; બનારસ; બકસરા; ગાજીપૂર; પટણા; મુર્શિદાબાદ; મોંઘીર; હુગ્લી; અને કલકત્તા. |
| જમના નદી | ... ... | દીલ્હી; આગ્રા; મથુરા; કાલ્પી. |
| ગંગા અને જમનાના સંગમ ઉપર | ... | અલ્હાબાદ. |
| ગોમતી નદી | ... ... ... | લખનૌર. |
| ઘોઘરા નદી | ... ... | અયોધ્યા; ફૈજાબાદ. |
| ૪. મહા નદી | ... ... | જગન્નાથ; કટક; સંબલપુર. |
| ૫. પનાર નદી | ... ... ... ... | નેલોર. |
| ૬. પલાર નદી | ... ... ... | આર્કટ; વેલોર. |
| ૭. દક્ષિણ પનાર નદી | ... ... ... | કડાલોર. |
| ૮. ગોદાવરી | ... ... | નાશક; પૈઠણ; રાજમહેન્દ્રી. |
| ૯. કાવેરી નદી | ... ... | મ્હૈસૂર; સીરીંગાપટમ; ટ્રિચીનોપોલી; તંજાવર. |
| ૧૦. કૃષ્ણા | ... ... ... | મચ્છલી પટ્ટણ |
| ૧૧. સિંધુ નદી | ... ... | લ્હે અથવા લાડક; અટક; સક્કર; હાલા; હૈદ્રાબાદ; કોત્રી; ડેરાગાઝીખાન; મિથ-નકોટ; કરાંચી; લારખાના. |
| કાબુલ નદી | ... ... | કાબુલ; જલાલાબાદ; પેશાવર. |
| જેલમ નદી | ... ... ... | શ્રીનગર; જેલમ. |
| ચીનાબ નદી | ... ... ... | મુલતાન; ગુજરાત. |

| | | |
|---|---|---|
| | શાવી નદી ... .... .... ... | લાહોર. |
| | સતલજ નદી ... ... | સીમલા; લુધિયાના; જલંદર; સોબ્રાઓન; ફીરોજપુર; ભાવલપુર. |
| ૧૨. | સાબરમતી નદી ... ... ... | અમદાવાદ. |
| ૧૩. | મહી નદી ... ... .... ... | ખંભાત. |
| ૧૪. | નર્મદા નદી ... ... ... | ભરૂચ; જબલપુર. |
| ૧૫. | તાપી નદી ... ... ... | બુરાનપુર; સુરત. |
| ૧૬. | યુફ્રેતિસ નદી ... ... ... | બસરા; હિલા. |
| ૧૭. | તાઇગ્રીસ નદી ... ... | બગદાદ; મોસલ. |
| ૧૮. | શેત-એલ-એરબ ... ... ... | બસરાદ. |
| ૧૯. | જોરડન ... ... ... ... | જેરૂસલમ. |
| ૨૦. | હેલમંદ નદી ... ... ... ... | કંદહાર. |
| ૨૧. | સીરદરિયા ... ... ... | તાશકંદ; ખોકંદ. |
| ૨૨. | યારકંદ નદી ... ... ... | યારકંદ; ખોવાન. |
| ૨૩. | કર નદી ... .... ... | તિફ્લિસ. |
| ૨૪. | યુરલ નદી ... ... ... | ઓરેનબર્ગ. |
| ૨૫. | ઓબી નદી ... ... ... | તોમ્સ્ક. |
| ૨૬. | ઈરટીસ નદી ... ... | તોબોલસ્ક; ઓમ્સ્ક. |
| ૨૭. | યેનીસી નદી ... ... ... | ઇરકુતસ્ક. |
| ૨૮. | પેઈહિ નદી ... ... ... | પેકીન. |
| ૨૯. | યાંગસેકયાંગ નદી ... ... | નાનકીન. |
| ૩૦. | કંતાન નદી ... ... ... | કંતાન. |
| ૩૧. | મીનામ નદી. ... ... ... | બાંગકોક. |

# વ્યાકરણ.

ગુજરાતી વ્યાકરણ કરતી વખતે ધ્યાનમાં રાખવા જોગ નિયમો, (તેની સાથે પદચ્છેદના થોડા નમુના.)

## ગુજરાતી ત્રીજા તથા ચોથા ધોરણ માટે.

રચનાર
હોરમજી ખ. ધાભર.
મુંબઈ, કોટની મ્યુનિસિપલ ગુજરાતી સ્કુલ
(નાં. ૧ લા) ના હેડ માસ્તર.

છપાવી પ્રસિદ્ધ કરનારઃ
એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની.
(પ્રિન્ટિંગ સ્ટોર—કાલબાદેવી રોડ, મુંબઈ.

તેરમી આવૃત્તિ.

૧૯૧૨.

કીમત બે આના.